બાલજીવન પુસ્તકમાળા-પુસ્તક-૯૭

# સારી સારી વાતો

## ભાગ ૧

: પ્રયોજક :

**રમણલાલ નાનાલાલ શાહ,**

તંત્રી બાલજીવન




૧૯૩૧] આવૃત્તિ ૨જી [સં. ૧૯૮૮

: પ્રકાશક :

**કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ,**

બૂકસેલર–નાણાંવટ–સુરત

બાળકો માટે ખાસ મંગાવવા જેવી

# ચોપડીઓ

| | | |
|---|---|---|
| ( ૧ ) | આનંદધારા ભાગ ૧ | ૦—૬—૦ |
| ( ૨ ) | આનંદધારા ભાગ ૨ | ૦—૭—૦ |
| ( ૩ ) | આનંદધારા ભાગ ૩ | ૦—૮—૦ |
| ( ૪ ) | આનંદધારા ભાગ ૪ | ૦—૮—૦ |
| ( ૫ ) | ફુલમાળા ભાગ ૧ | ૦—૧૨—૦ |
| ( ૬ ) | ફુલમાળા ભાગ ૨ | ૦—૧૨—૦ |
| ( ૭ ) | વસંત | ૦—૧—૦ |
| ( ૮ ) | સ્વામિભક્ત સુરપાળ | ૦—૨—૦ |
| ( ૯ ) | બાલાગીત મંજરી | ૦—૪—૦ |
| ( ૧૦ ) | સરોવરની સુંદરી | ૦—૨—૦ |
| ( ૧૧ ) | અજીત | ૦—૧—૦ |
| ( ૧૨ ) | બાવલાનાં પરાક્રમો | ૧—૦—૦ |
| ( ૧૩ ) | રણચંડી | ૦—૨—૦ |
| ( ૧૪ ) | આનંદકુંજ ભાગ ૧ | ૦—૮—૦ |
| ( ૧૫ ) | આનંદકુંજ ભાગ ૨ | ૦—૮—૦ |
| ( ૧૬ ) | વનરાજ | ૦—૨—૦ |
| ( ૧૭ ) | સારી સારી વાતો | ૦—૮—૦ |

આ ચોપડી—સુરત ચૌટાના પુલપર 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપી અને કરસનદાસ નારણદાસ બુકસેલરે નાણાવટમાંથી પ્રકટ કરી.

# આ ચોપડીમાં

'બાલજીવન' માસિકમાં આવી ગયેલી વાર્તાઓ પૈકી બાળકોને વિશેષ રૂચીકર નિવડેલી જણાઇ તેમાંની કેટલીક એકત્ર કરીને રજુ કરી છે. બાળકોની વાર્તાઓ પ્રત્યેની રૂચી ઘણી વાર ભિન્ન-ભિન્ન પ્રકારની હોય છે. કોઇને પરીઓની વાર્તા પ્રત્યે બહુ પ્રેમ હોય છે તો કોઇને સાહસ ને શૂરાતનના રંગે રંગાયલી વાર્તાઓ વધુ ગમે છે. કોઇને પુરાણની વાતો પ્રિય હોય છે, તો કોઇને હાસ્યવિનોદના રંગે રંગાયલી વાર્તાઓ પ્રત્યે પક્ષપાત હોય છે.

આ સંગ્રહની ભાષા, બીબાં વગેરે જે વયનાં બાળકો માટે સંગ્રહ છે તે બાળકોને અનુકુળ થઈ પડે એવાં રાખવામાં આવેલાં છે.

જે જે લેખક ભાઇબહેનોની વાર્તાઓ આ સંગ્રહમાં છે તે તમામનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું

વડોદરા
દેવદીવાળી : ૧૯૮૫

રમણલાલ નાનાલાલ શાહ

* * * * * *

ઉપરની ચોપડીની આ બીજી આવૃત્તિમાં ખાસકાંઈ સુધારા કર્યા નથી.

આ ચોપડી અંગ્રેજી સરકારી કેળવણી ખાતાએ, તથા વેસ્ટન ઇંડીયા સ્ટેટસ રાજકોટના કેળવણી ખાતાએ મંજૂર કરી છે તે માટે તેમનો આભાર માનવામાં આવે છે.

ર. ના.

# અનુક્રમણિકા

# સારી સારી વાતો

## ભાગ ૧



## ના ગ રા જ

'પણ બધાના જેવી તમારી જીભ કેમ નથી ?'

કાશીનગરીના એક વિદ્વાન બ્રાહ્મણને એની જીભની વિચિત્રતા જોઈ એની સ્ત્રીએ પૂછયું.

એ વિદ્વાન પંડિતનું નામ નાગદત્ત. સ્ત્રીનું નામ સુરેખા.

નાગદત્ત સુરેખાના બાપ પાસે વિદ્યા ભણ્યો હતો, અને એની ચાલાકી તથા બુદ્ધિથી પ્રસન્ન થઈને એના ગુરૂએ પોતાની વ્હાલસોયી દીકરી સુરેખા સાથે એનાં લગ્ન કરી આપ્યાં હતાં.

નાગદત્તને મા યે ન હતી અને બાપે ય ન હતો. સુરેખાએ સત્તર વાર પૂછયું હશે, પણ એણે સગાંવહાલાં હોવાની પણ ના જ પાડયા કરી હતી.

એની જીભમાં કાપ હતો. આપણી જીભને એક અણી હોય છે. એને બે અણી હતી. એ હમણાં પોતાની એ ખોડ સુરેખાથી છૂપાવવા મથતો. પણ એક દહાડો સુરેખા એ જોઇ ગઈ અને એને પૂછ્યું.

'એ જાણ્યાથી શો ફાયદો ? મને તો એ ખોડ છે.' નાગદત્તે જવાબ આપ્યો.

'એવી તે ખોડ હોતી હશે ? કહો ના કહો પણ તમે મારાથી કાંઈક છૂપાવો છો.'

'ના રે ના. છૂપાવે શું ? પણ ચાલ ને, આપણે દ્વારકાની જાત્રા કરવા જઈએ ?' નાગદત્તે સુરેખાનું મન બીજી બાજુ વાળવા જાત્રાની વાત કાઢી.

'ઘણી સારી વાત કહી. ક્યારે જઈશું ?' સુરેખાએ રાજી થઇને પૂછ્યું.

'કાલે જ ઉપડીએ.'

બીજે દહાડે તેઓ દ્વારકા જવા નીકળ્યાં.

સુખરૂપ જાત્રા કરી રણછોડરાયનાં દર્શન કરી બેઉ આનંદ કરતાં પાછાં ફર્યાં.

રસ્તે સુરેખાને જીભની વાત યાદ આવી અને એણે એનો ભેદ જાણવાની હઠ લીધી.

અને પછી તો સ્ત્રીની હઠ ! નાગદત્તે એને ઘણું યે સમજાવી, પણ એ એકની બે ન થઇ. સુરેખાને નવમો મહિનો જતો હતો અને બાળક અવતરે ત્યાં સુધી થોભવાને એણે કહ્યું. પણ સુરેખાએ પોતાની હઠ ન છોડી.

## ૩

છેવટે નાગદત્તે કહ્યું, 'તારી હઠ છે તો કહું છું. બાકી પરિણામ તારા લાભમાં નહિ આવે.'

'બચ્યું ના આવે તો–પણ કહો તો ખરા ?' સુરેખા બોલી.

નાગદત્તે પોતાની વાત શરૂ કરી; 'જો સુરેખા! ખરી વાત એ છે કે તું જુએ છે એ મારૂં ખરૂં રૂપ નથી. હું પોતે નાગકુમાર છું અને વિદ્યા ભણવા માનવરૂપે તારા પિતાજી પાસે આવ્યો હતો. કહ્યા પછી હવે મારાથી માણુસરૂપે રહી શકાશે નહિ.'

એમ કહીને એ તો પાસેના તળાવમાં પડીને પોતાના નાગના મૂળ સ્વરૂપે બનીને ચાલ્યો ગયો.

સુરેખા તો એટલી ગભરાઇ ગઇ કે એને શું કરવું તે સમજાયું નહિ. વનવગડામાં એકલી અટુલી અને સંસારમાં સગાંસંબંધી વિનાની જીંદગી ગુજારવા કરતાં સતી થઈ બળી મરવાનો એને વિચાર આવ્યો.

આજુબાજુથી લાકડાં એકઠાં કરી એણે ચિતા ખડકી.

એવામાં એને પીડા વધી પડી અને થોડી વારે રૂપાળો રતન જેવો દીકરો આવ્યો.

દીકરામાં એનું મન ન લાગ્યું. એને ધરતીમાને ખોળે મૂકી બળી મરી.

હવે પેલા બાળકનું શું ? એ તો કિલકિલાટ કરતો હાથપગ ઉછાળતો હતો.

એવામાં સડસડાટ કરતો એનો બાપ પોતાના અસલ નાગના સ્વરૂપમાં આવ્યો અને ગુંછળું વળીને એને ઉપાડી લીધો. પોતાની ફેણ એના ઉપર ધરી અને એનો કિલકિલાટ જોઇ મનમાં રાજી થવા લાગ્યો. એના મનમાં સુરેખાનો આપઘાત ઘણો સાલ્યા કરતો હતો.

એ દેશનો રાજા વીરસેન એ રસ્તે થઇને શીકાર પાછળ પડતાં રસ્તો ભૂલેલો, તે જતો હતો. એની નજરે ઉપરનો દેખાવ પડયો. નાગને આવી રીતે બાળકને રમાડતો જોઇ એ તો થંભી જ ગયો!

બે હાથ જોડીને એ ડરતો ડરતો નાગની પાસે ગયો.

નાગે એને માનવવાણીમાં કહ્યું: 'ભાઈ વીરસેન! તમને બાળક નથી એની મને ખબર છે. તમે આને લઇ જાવ. એને તમારા કુમાર તરીકે ઉછેરજો. એ મોટો ભાગ્યશાળી પુરૂષ થશે, અને તમારા વંશનો ઉદ્ધાર કરશે. એનું નામ નાગરાજ પાડજો.'

રાજા વીરસેને બાળકને લીધો અને પોતાની રાણીને ઉછેરવા આપ્યો. નાગદેવતાની પ્રસન્નતાને લીધે રાજારાણીના આનંદનો પાર રહ્યો નહિ.

જતે દહાડે નાગરાજ મોટો થયો અને એણે પુષ્કળ દેશ જીત્યા. નાગપુર નામનું એક વિશાળ શહેર એણે પોતાના નામ-પરથી વસાવ્યું.

અને એના વંશજો પોતાની પાઘડીનો આકાર નાગનું ગુંચળું વળેલું અને ફણા પસારી હોય એવો રાખતા, અને નાગને પોતાના કુળદેવતા તરીકે માનતા.

* *
*

# ડાકણ અને જાદુગર

અંધારા જંગલમાં એક સુંદર મહેલ હતો. મહેલમાં સાત સાત ઓરડા. એકમાં સોનું, બીજામાં રૂપું, ત્રીજામાં હીરા માણેક, ચોથામાં કીમતી આભૂષણો, પાંચમામાં નવાં નવાં વસ્ત્રો, છઠામાં ભાત ભાતનું ખાવાનું, ને સાતમામાં હીંડોળા બાંધેલા ને પલંગ પાથરેલા.

એ મહેલમાં એક ડાકણ રહે. એની બીકથી કોઇ માણસ તો શું, પણ પશુ પક્ષી યે જંગલમાં આવી શકતું નથી. કોઈ માર્ગભૂલ્યું ભોગજોગે આવી ચડે તો ડાકણ એને જીવતું ન જવા દે.

પોતે બહાર જાય ત્યારે મહેલ સાચવવા માટે ડાકણ એક રાજકુંવરીને ત્રણ વર્ષથી ઉપાડી લાવી છે. કુંવરીના બાપે એની ઘણી ઘણી શોધ કરાવી પણ કયાંય પત્તો લાગ્યો નહિ. ઘણો વખત શોધ કરી છેવટે એનાં માબાપે આશા મૂકી.

જંગલમાં આવ્યા પછી કુંવરીએ શરૂઆતના આઠ દસ દિવસ તો ખાધુંયે નહિ ને પીધુંયે નહિ ભાઇ બહેન, માબાપ ને બહેનપણીઓ સિવાય એને કયાંય ચેન ન પડે. ત્યારપછી તો એણે ડાકણની નજર ચૂકવી ઘણી વાર નાસી જવાનો પ્રયત્ન કર્યો. પણ દર વખતે ડાકણ એને અરધેથી જ પકડી પાડતી ને નાસી જવાના ગુન્હા બદલ

કુંવરીને તેની મરજીમાં આવે એટલા દિવસ અંધારી ગુફામાં ભૂખી ને તરસી પૂરી રાખતી.

ડાકણે મંત્રથી જંગલમાં મોટો બગીચો બંધાવ્યો છે ને એની વચ્ચોવચ એક કુવો કર્યો છે. બગીચામાં પારવગરનાં ઝાડ ને છોડ ઉગાડયા છે.

આ કુંવરી પાસે ડાકણ બગીચામાં સવારથી સાંજ સુધી કામ કરાવે છે. ઝાડને પાણી પાવાનું, કયારા વાળવાનું, જમીન ખોદવાનું, નવાં બીઆં વાવવાનું, ને એવું તો બીજું ઘણું યે. કુંવરી ઘડીક થાક ખાવા બેસે તો ડાકણ એને ત્રણ દિવસ સુધી ઉંધે માથે કુવામાં લટકાવી દે. કુંવરીના દિવસો આમ દુઃખમાં વીતે છે. ડાકણના ક્રૂર પંજામાંથી છૂટવા એ બહુ યે ફાંફાં મારે છે, પણ ફાવતી નથી.

ડાકણ દર અમાસની રાતે કયાંક બહાર જતી રહે છે તે પાછી બીજે દિવસે રાતે મહેલમાં આવે છે. તે કયાં જાય છે ને શું કરવા જાય છે, એની કોઇને ખબર પડતી નથી. જતી વખતે એ કુંવરીને પુષ્કળ કામ સોંપતી જાય છે અને બગીચો ને મહેલ છોડી કયાંય ડગલું પણ બહાર દેવાની મનાઇ કરતી જાય છે.

કાલે રાતથી ડાકણ બહાર ગઈ છે તે આજે રાતે પાછી આવી જવાની છે. કુંવરી હવે નાસવાનો તો વિચાર પણ કરતી નથી. કેમકે એનાથી કોઇ વાર નાસી તો નહોતું શકાતું, પણ ઉપરથી ડાકણની શિક્ષા સહન કરવી પડતી. એ તો બગીચામાં પોતાને સોંપેલું કામ ઝટઝટ કરવા મંડી ગઇ છે.

એવામાં એક સવાર દોડતે ઘોડે આવ્યો. તાપથી એનું મોં લાલચોળ થઈ ગયું છે. પરસેવાથી કપડાં બધાં ભીંજાઇ ગયાં છે. ઘોડો પણ દોડીને થાકી ગયો હોય એમ લાગે છે. બગીચા પાસે એણે ઘોડો ઉભો રાખ્યો.

કુંવરીની નજર ઘોડેસ્વારપર પડી. ત્રણ વરસથી એણે કોઈ માણસને જોએલ નહિ, એટલે ઘોડેસ્વારને જોતાં જ એ તો રાજી-રાજી થઈ ગઈ. છોડને પાણી પાવાનું પડતું મૂકી એ ઘોડેસ્વાર પાસે દોડી ગઈ. ઘોડેસ્વાર પણ કોઇ રાજકુમાર જેવો લાગતો હતો.

કુંવરીએ એના ઘોડાને એક ઝાડના થડ સાથે બાંધી દીધો ને પછી એને મહેલમાં તેડી ગઈ. છઠ્ઠો ઓરડો ઉઘાડી એણે ઘોડે-સવારને ભાતભાતનાં ભોજન જમાડ્યાં. જમી રહ્યા પછી બંને જણાં હીંડોળે હીંચતાં જાય છે ને વાતો કરતાં જાય છે.

ઘોડેસવારે પોતાની બધી વાત કહી. મણિપુરના રાજાનો હું કુંવર છું. સાથીઓ સાથે શિકારે નીકળ્યો હતો. એક હરણ પાછળ દોડતાં સૌથી જૂદો પડી ગયો. ત્રણ દિવસથી રખડું છું પણ શહેરનો રસ્તો જડતો નથી.

કુંવરીએ પોતાની બધી વાત કરી. પછી કહે, 'રાજકુંવર, હવે અહીં વધારે રહેવું જોખમભર્યું છે. જલદી નાસી જાઓ. ડાકણ આવશે તો તમને જીવતા નહિ જવા દે.'

પણ રાજકુંવર એમ ડરી જાય એવો નહોતો. એ કહે, 'મરવું તો છે જ ને? તમને આવા દુઃખમાં એકલાં મૂકી જતો રહું તો હું કાયર ઠરૂં. મારૂં કુળ લાજે. હવે તો મરશું તો યે સાથે, ને જીવશું તો યે સાથે. ચાલો આપણે ઘોડા ઉપર બેસીને નાસી છૂટીએ.'

કુંવરીને પણ આ ત્રાસમાંથી છૂટીને રાજકુંવર સાથે જવાનું બહુ મન હતું, એટલે એણે વધારે આનાકાની કર્યા સિવાય તરત જ હા પાડી દીધી. કુંવરીને ઘોડા પર બેસાડી એક છલંગ મારી કુંવર ચડી ગયો ને ઘડડાટ કરતો ઘોડો ઉપડયો.

ત્રણત્રણ દિવસનો થાકેલો છે તો યે ઘોડો પવનવેગે દોડયો જાય છે. પણ દોડી દોડીને જવાનો કયાં? મારગની તો કંઇ જ ખબર નથી. સાંજ પડી. ધીમે ધીમે અંધકાર ઉતર્યો. જંગલમાં અંધારૂં તો હતું જ, તેમાં વળી રાતનો અંધકાર ભળ્યો. ઝાડ ને ટેકરા સાથે અથડાતો ભટકાતો ઘોડો દોડયો જાય છે.

પણ ત્યાં તો ઘરરરર ઘરરરર ઘરરરર અવાજ આવ્યો. આકાશમાંથી રાક્ષસ જેવું કોઇક એમના તરફ ઉતરી આવ્યું. કુંવરીથી ભયમાં ચીસ પડાઇ ગઇ, 'આ જ ડાકણ!'

ડાકણનું ભયંકર સ્વરૂપ જોઇ કુંવર ધ્રુજવા લાગ્યો.

ડાકણ ક્રોધમાં ઘુરકી ને પછી પોતાની વિચિત્ર ભાષામાં કાંઇક બબડી. કુંવરીએ પગે લાગી એની માફી માગી. પણ ડાકણને દયા હોય? એણે તો છૂટું ભાલું પેલા કુંવરના માથામાં ફેંકયું. કુંવરને વીંધી ભાલું ઘોડાના શરીર સોંસરવું નીકળી ગયું. ધબ્બાક કરતો ઘોડો જમીન ઉપર પછડાયો. કુંવર ને કુંવરી પણ પડયાં.

પછી ડાકણે કુંવરની આંખો કાઢી લીધી ને કુંવરીને દોરડાથી મજબુત જકડી દોરડાનો એક છેડો પોતાના હાથમાં રાખી ઉડી ગઇ. બગીચામાં આવી એણે કુંવરીને ઉંધે માથે કુવામાં લટકાવી દીધી ને એની ભાષામાં કાંઇક બબડતી બબડતી મહેલમાં જઇ પલંગ ઉપર પડી.

શિકારે નીકળેલા કુંવરના સાથીઓએ કુંવરને આખો દિવસ ચારે કોર શોધ્યો, પણ ક્યાંય પત્તો લાગ્યો નહિ. નિરાશ થઇ છેવટે શહેરમાં પાછા આવ્યા. કુંવર ખોવાયાની ખબર પડતાં રાજાને બહુ જ શોક થયો.

બીજે દિવસે રાજાએ પચીસ ઘોડેસવારોને કુંવરની શોધ કરવા મોકલ્યા. રાત પડતાં સૌ પાછા આવ્યા. કહે કે, કુંવરનો ક્યાંય પત્તો લાગતો નથી.

ત્રીજે દિવસે રાજાએ સો ઘોડેસવારોને કુંવરની તપાસ કરવા મોકલ્યા. અંધારૂં થતાં તે યે નિરાશ થઇ પાછા ફર્યા.

રાજા કહે 'કેમ, બધું જોઈ આવ્યા ?'

એક ઘોડેસવાર કહે, 'ઝાડીઓ ને વન જોયાં. ટેકરીઓ ને ખીણો જોઇ. નથી જોયું એક ડાકણનું જંગલ.'

રાજાને લાગ્યું કે નક્કી એને ડાકણ ઉપાડી ગઇ હશે. એક માણસને મોકલી રાજાજીએ તો પ્રધાનજીને બોલાવ્યા.

પ્રધાનજી, પ્રધાનજી, ગામગામથી જાદુગરો તેડાવો. ડાકણનાં જંગલ જોવરાવો. નક્કી આપણા કુંવરની ત્યાં જ ભાળ લાગશે.

ગામગામથી જાદુગર આવ્યા છે. કુંવરનું શું બન્યું તે જાણવા સૌ પોતપોતાનું જાદુ અજમાવે છે, પણ કોઇને ખબર જ પડતી નથી ને ! સૌ કહે, 'કુંવરને ઉપાડી જનારની શક્તિ અમારાથી વધારે છે, એટલે એમાં અમારો જાદુ નહિ ફાવે.'

સૌની પાછળ એક વૃદ્ધ જાદુગર આવ્યો. એની આંખો જાણે આખી દુનિયાને જોઈ શકતી હોય એમ તે ડાકણના જંગલ તરફ

આંગળી ચીંધીને બોલ્યો, 'એ પડ્યું કુંવરનું મુડદું. ડાકણ એને મારીને આંખો કાઢી ગઇ છે.'

રાજાને આ જાદુગરમાં આશા બંધાઇ. એ કહે, 'જાદુગર, અરધું રાજપાટ આપું પણ કુંવરને સજીવન કરો.'

જાદુગર કહે, 'એ તો મારૂં જ કામ. હવે તમે ચિંતા કરશો નહિ. પણ અઠવાડિયા પછી શહેરમાં એક મોટો મેળો ભરાવવો પડશે.'

રાજાજી કહે, 'કબૂલ ! કબૂલ !'

શહેરમાં મોટો મેળો ભરાયો છે. મેળામાં કાંઈ માણસ આવ્યું છે–કાંઇ માણસ આવ્યું છે ! ભાતભાતના લોકો જાતજાતની ચીજો વેચવા માટે લાવ્યા છે. સુંદર સુંદર રમકડાં, ચિત્રો, રેશમનાં ભરતો વગેરે પારવગરની ચીજોનું પ્રદર્શન ભરાયું છે. પણ સૌથી વધુ ધ્યાન ખેંચે એવો તો એક ઘોડો આવ્યો છે. બારેક વરસનો છોકરો ઘોડાને વેચવા માટે લાવ્યો છે. એટલો સુંદર ને પાણીદાર એ ઘોડો છે ! લોકો એને જોવા ટોળે વળ્યા છે.

પણ એ છોકરો ઘોડાની કીંમતમાં બે આંખો માંગે છે. તે કોણ આપી શકે ? સૌ ઘોડાને જોઇજોઇને ચાલ્યું જાય છે ને છોકરાને ગાંડો ગણી હસી કાઢે છે.

એવામાં એક આરબ આવ્યો. એ કહે 'લે ને ભાઇ, બે આંખો આપું. પછી કાંઈ ?' ને એણે તો સાચે જ એક રૂપાની ચળકતી ડાબલીમાંથી બે આંખો કાઢી છોકરાને આપી દીધી. છોકરો ખડખડાટ હસી પડયો. એ હાસ્યમાં આનંદ હતો કે આરબભાઈની મશ્કરી, તે કોઇ સમજ્યું નહિ.

આરબભાઈ તો એક છલંગ મારી ઘોડાઉપર ચડી ગયા.

પણ ઘોડો જમીનઉપર દોડવાને બદલે આભમાં ઉડવા મંડયો. આરબભાઈ લગામ આમ તાણે, તેમ તાણે, પણ ઘોડો નીચે ઉતરે જ નહિ ને! સૌ જોઇ રહ્યું છે. ઉંચે ખૂબ ઉંચે, આકાશ જેટલે ઉંચે જઈને ઘોડાએ જમીનઉપર પડતું મૂકયું. આરબભાઇના તો ભૂકકેભૂક્કા નીકળી ગયા!

પેલો નાનકડો છોકરો હજી ત્યાં જ ઉભો રહ્યો હતો. તેણે ઘોડાને પોતાની લાકડી અડાડી એટલે તેનો એક ડોસો બની ગયો! બંને જણા તરત જ ત્યાંથી ચાલી નીકળ્યા. જોનારા તો બધા આશ્ચર્યમાં ત્યાં ને ત્યાં જ થંભી ગયા.

આ ડોસો તે પેલો જાદુગર ને છોકરો તે તેનો દીકરો. આરબ બીજું કોઇ નહિ પણ ડાકણ જ. આરબનું રૂપ ધારણ કરી તે મેળો જોવા આવી હતી. આવો સુંદર ઘોડો પોતાને કામ આવશે એમ તેને લાગ્યું ને તરત જ પેલા રાજકુંવરની આંખો આપી તેણે એ ખરીદી લીધો. પછીની વાત તો તમે જાણો છો.

ડાકણની બીકથી જંગલમાં કોઇ પશુપક્ષી તો આવી જ નહોતું શકતું એટલે કુંવરનું મુડદું એવું ને એવું પડેલું. જાદુગરે ત્યાં જઇ આંખના ખાલી પડેલા ખાડામાં આંખ બરાબર ગોઠવી દીધી ને પછી અંજલિ ભરી મંતરેલું પાણી છાંટયું. આળસ મરડીને કુંવર બેઠો થયો.

પોતાને આવા ઘોર જંગલમાં પડેલો જોઇ એને અજાયબી લાગી. પણ તરત જ એને બધી વાત યાદ આવી ને એ દીવાનાની માફક બોલી ઉઠયો, 'કુંવરી કયાં ગઈ?'

જાદુગરે એને પહેલેથી માંડીને છેલ્લે સુધી બધી વાત કરી.

'હવે કશો ભય નથી, ચાલો આપણે મહેલમાં જઇ કુંવરીને લઇ આવીએ.' જાદુગરે કુંવર સામે જોઇ કહ્યું.

જાદુગરની વાત સાંભળી કુંવરના આનંદનો તો પાર ન રહ્યો. હરખમાં ને હરખમાં એ જાદુગરનો આભાર માનવાનું યે ભૂલી ગયો.

રાજકુંવર અને જાદુગર બંને મહેલમાં આવ્યા. બધા ઓરડા ફરી વળ્યા પણ કુંવરીનો પત્તો લાગ્યો નહિ.

કુંવર કહે, 'કદાચ બગીચામાં હોય.'

ત્યાંથી બંને બગીચામાં આવ્યા. ઝાડેઝાડે ને છોડેછોડે શોધી વળ્યા પણ કુંવરી ક્યાં યે મળે નહિ!

કુંવર કહે 'જાદુગર, કુંવરી તો જડતી નથી ને મને એના વગર ગમે નહિ. માટે હમણાં તો તમે મને પાછો મારી નાખો. કુંવરી મળે ત્યારે સજીવન કરજો.'

આમ વાત થાય છે ત્યાં કોઇની દુઃખીઆરી ચીસ આવી. 'એ જ! એ જ! કુંવરીનો જ અવાજ! જલદી ચાલો, જાદુગર! બીચારી દુઃખમાં લાગે છે.' રાજકુંવર બોલી ઉઠયો.

બંને એ ચીસ આવતી હતી તે દિશામાં ચાલ્યા.

હવે તો ક્યાંક નજીકમાંથી અવાજ આવતો હતો.

આહા! કુંવરીને તો બસ એક જ લત લાગી હતીઃ રાજકુંવરની! 'રાજકુંવર, ઓ રાજકુંવર!' થોડી થોડી વારે તે દીવાનીની જેમ બબડતીઃ 'મારે માટે તેં પ્રાણ ખોયો! હાય, હું કેવી અભાગણી! તારા વગર મને કેમ ગમશે? ઓ રાજકુંવર!' એમ લવતી હતી.

કુંવરીનો અવાજ બંનેને કુવા પાસે લઇ ગયો. જુએ છે તો બીચારી ઉંધે માથે કુવામાં લટકે છે ! કુંવરે એને તરત બહાર કાઢી. કુંવર સાથે નાસી જવાના ગુન્હા માટે એને દસ દિવસ પહેલાં લટકાવવામાં આવી હતી તે આજ સુધી ડાકણે એને બહાર જ નહોતી કાઢી. ભુખથી ને દુઃખથી એ બિચારી મરણતોલ થઇ ગઇ હતી.

પછી જાદુગરે મંત્રબળથી એક ફળ ઉત્પન્ન કરીને કુંવરીને ખવડાવ્યું. એ બરાબર સાજી થઇ ગઈ. મરી ગએલા કુંવરને સજીવન થએલો જોઈ એને ખૂબ આનંદ થયો. હેતમાં એ કુંવરને ભેટી પડી. પછી કુંવરે એને બધી વાત જણાવી, ને ત્રણે જણાં રાજી થતાં થતાં મહેલ તરફ ઉપડ્યાં

કુંવરને જીવતો થએલો જોઇ રાજાજીનો પણ આનંદ માતો નથી. નગર આખામાં આનંદ, આનંદ.

પછી કુંવર ગાડાં લઇને ડાકણને મહેલે ગયો ને સાતે ઓરડાનું ધન લાવી રાજભંડારમાં નાખ્યું.

રાજાજીએ કુંવરીના બાપને સદેશો મોકલ્યો. ત્રણત્રણ વરસથી ગુમ થઇ ગયેલી કુંવરીનો પત્તો લાગતાં એ રાજારાણીને પણ આજે સોનાનો સૂરજ ઉગ્યો. એક વહેલ જોડાવી એ તો મણિપુર આવવા નીકળ્યો.

ત્રણ વર્ષે બાબાપને જોતાં જ કુંવરી તો દોડીને ભેટી પડી. સૌની આંખમાં હરખનાં આંસુ આવ્યાં.

ભારે ધામધુમથી રાજકુંવર સાથે કુંવરીનાં લગ્ન થયાં.

પણ આ બધાં સુખ લાવનાર પેલો જાદુગર કયાં ?

એ તો કયારનો ય અલોપ થઇ ગયો હતો !



# રેડ રાઈડિંગ હૂડ

**એ**ક હતી છોકરી. રૂપમાં સુંદર ને ગુણની ભંડાર. એનું નામ જરા નવું હતું–રેડ રાઇડિંગ હૂડ.

એ છોકરી તો ગુજરાતની ય નહિ, બંગાળની ય નહિ ને પંજાબની ય નહિ. અરે, હિંદુસ્થાનની ય નહિ. એ તો વિલાયતની છોકરી.

તેને એક દાદીમા હતાં. એક સગી મા હતી, ને બાપા પણ હતા. બા, બાપા ને રેડ એક ઝુંપડામાં રહે ને દાદીમા જંગલને બીજે છેડે બીજા ઝુંપડામાં રહે.

દાદીમાનું ઝુંપડું કેવું? સુંદર. ઘણું મઝાનું. વરસાદ વરસે ત્યારે લીલા લહેર. એને એક નાનકુંક બારણું, ને નાનકોક આગળો હતો. ચારે બાજુ ફૂલઝાડનો સુંદર બગીચો. પક્ષીઓ ત્યાં આવે ને આનંદે રૂડાં ગીત ગાય.

દાદીમાને રેડ બહુ વહાલી. એમણે રેડને માટે એક લાલ ડગલી ને લાલ કાનટોપી શીવડાવી. રોજ રેડ આ ડગલી ને કાનટોપી પહેરે. આથી જ બધાં એને રેડ રાઇડિંગ હૂડ કહેતા.

રેડ એકલી રમતિયાળ નહોતી. એ રોજ નિશાળે ય જતી. પણ રજાને દિવસે રેડ દાદીમાને ત્યાં રમવા જાય. દાદીમા તો એને રમાડે, જમાડે, માથું ગુંથે, કંઇક કંઇક ગમ્મત કરે ને રાજી રાજી થઇ જાય.

નિશાળમાં છુટ્ટી હતી. રેડ નવરી હતી. બા કહે, " બેટા હુડ, જરા દાદીમા પાસે જઈશ કે ? આ મધ ને માખણ દાદીમાને બહુ ભાવે છે. જરા આપી આવ ને. રસ્તામાં કયાંઈ રોકાઈશ નહિ. ઝટ જજે."

રેડ તો ડાબલો લેઈને ચાલી નીકળી. રસ્તામાં તો શાં મઝાનાં ગીતો ગાય !

મોટું બધું જંગલ છે. જંગલ વચ્ચે પગથાર છે. ચારે બાજુ ઉંચાં ઉંચાં ઘટાદાર ઝાડ છે. સુંદર સુંદર ફૂલ છે. નિર્મળ એવાં ઝરણાં છે. વાઘ ને વરુ ય છે.

પણ બાળકને કાંઇ બીક છે ? એ તો આનંદે ગાય છે ને દીઠે રસ્તે જાય છે.

રસ્તે એક વરુ મળ્યું. વરુ કહે–" છોકરી, છોકરી, કયાં જાય છે ?"

છોકરી—" આ.... ...પણે દાદીમાને ઘેર જાઉં છું. નાનકીક ઝુંપડી છે. એક બારણું છે ને એને એક આગલો છે ત્યાં."

વરુભાઇ–"એ તો ઘરડાં હશે ? બારણું કેમ કરીને ઉઘાડે છે?"

છોકરી—" એ તો હું બારણા ઉપર ટક ટક ટકોરા કરૂં, ને કહું કે ' દાદીમા, બારણાં ઉઘાડો. ' એટલે એ કહે, ' બેટા, હળવે રહીને આગળો ખેંચ, ને બારણું ઉઘાડ."

વરુભાઇને ગળે એ વાત ઉતરી.

છોકરી તો જે-જે કરીને ચાલવા લાગી. પણ વરુભાઇ કહે, “આટલી બધી ઉતાવળ શા સારૂ, બહેન? જો ને. આ પાકાં મીઠાં ફળ છે ને સુગંધીદાર ફૂલ છે. માજી માટે થોડાંક લેઈ જા ને.”

છોકરી વિચારવા લાગી; “બાએ ના તો પાડી છે. સીધેસીધું જવાનું કહ્યું છે. પણ થોડાંક ફળ ફૂલ દાદીમા સારૂ લઇ જવા દે ને? દાદીમા ખુશ થશે.”

છોકરી તો પાકાં પાકાં ફળ ને રૂપાળાં ફૂલ વીણે છે.

એટલામાં વરુભાઈ કહે, “બેન જે-જે, મારે જરા કામ છે. હું તો હવે જઇશ.”

વરુભાઇ તો ગયા દાદીમાની ઝુંપડી ભણી. રસ્તામાં એ વિચાર કરે; “દાદીમાને બોલાવીશું, બારણું ઉઘાડીશું, ને મઝાથી દાદીમાને ખાઇશું.”

એટલામાં દાદીમાની ઝુંપડી આવી. પક્ષીઓ ગીત ગાતાં બંધ થઈ ગયાં. ઝાડવાં સ્થિર થઈ ગયાં. જ્યાં જુઓ ત્યાં શાંતિ, શાંતિ!

વરુભાઇએ તો ટક ટક ટકોરા કર્યા ને કહ્યું, “દાદીમા, બારણાં ઉગાડો.”

દાદીમા કહે, “બેટા, હળવે રહીને આગળો ખેંચ, ને બારણું ઉઘાડ.”

વરુભાઇ ઝડપ દઇને ઝુંપડીમાં પેઠા. ટપ દઇને ડોશીમાને પેટમાં મૂકી દીધાં. ગમે એટલું તો ય એ તો બિચારી ડોશી! એનું શું ગજું?”

પછી તો વરુભાઇ દાદીમાનાં લુગડાં પહેરી રેડની વાટ જોતા ખાટલા ઉપર લહેરથી સૂતા.

એટલામાં રેડ ફળફૂલ લેઈને મલકાતી મલકાતી દોડતી આવી. ટક ટક ટકોરા કર્યા ને બોલી, "દાદીમા, બારણાં ઉઘાડો."

દાદીમાના જેવો અવાજ કાઢીને વરુભાઇ બોલ્યા,

"બેટા, હળવે રહીને આગળો ખેંચ, ને બારણું ઉઘાડ."

છોકરી તો બારણું ઉઘાડીને ઝુંપડીમાં ગઇ. દાદીમાના ખોળામાં માથું નાખ્યું ને છોકરી હજમ! વરુભાઇ તો એનો ય એકકે સપાટે કોળીઓ કરી ગયા!

એક કઠિયારો જંગલમાં કાંઇક શોધતો હતો. અરે, રેડને શોધતો હતો. એ તો રેડનો બાપુ હતો. એને થયું લાવ ને, આ ડોશીની ખબર તો જોતો જાઉં?

જઇને જુએ ત્યાં તો વરુ ઉંઘે છે. "આ તો ડોશી ન હોય! આ તો ચાર પગો ડોસો છે ને! અરે, આ તો વરુ છે! હં, બરાબર, માજીનો એ કોળીઓ કરી ગયો લાગે છે."

એક જ કુહાડીના ઘાયે વરુભાઇના રામ રમી ગયા. અંદરથી તો દાદીમા ને નાનકડી રેડ બંને વાતો કરતાં કરતાં બહાર નીકળ્યાં!

રેડે બાપાને બધી વાત કહી. દાદીમાએ પણ ટાપશી પૂરી.

રેડ તો હવે એક કામ એક સામટું જ પૂરૂં કરે છે; માબાપનું કહ્યું કરે છે; દાદીમાને ત્યાં જાય છે; ખાય છે, પીએ છે ને મજા કરે છે.

* *
*

# મન ચંગા તો કથરોટમાં ગંગા

**એ**ક હતી ડોશી. નાના સરખા ઝુંપડામાં એ અને એના છોકરાની વહુ રહે. છોકરો મરી ગયો હતો. વહુ પોતાને સાસરે રહેતી હતી. ડોશીને અને વહુને જરાએ બનતું નહિ. રોજ ઉઠીને ઘરમાં કંકાસ થાય. વહુ હતી તો શાણી, પણ ડોશી આગળ તેનું કાંઈ પણ ચાલતું નહિ.

એક વખત પાડોશનાં કેટલાંક માણસો કાશીએ જવા નીકળ્યાં. ડોશી પણ સાથે ગઈ. પણ પોતાના છોકરાની વહુને સાથે ન લઈ ગઈ. એ બિચારીનું શું ચાલે? એણે તો ઘેર બેઠા ગંગા માની લીધી. એ બિચારી પરમાત્માની ભક્ત હતી. એને ઇશ્વર ઉપર શ્રદ્ધા હતી. ઘરમાં એક મોટી કથરોટ હતી. એ કથરોટમાં બેસી એ દરરોજ ટાઢા પાણીએ નહાય અને એ જ જાણે ગંગાનું પાણી છે એમ માની લે.

આમ કરતાં છ સાત દિવસ ચાલ્યા ગયા. એક દિવસ ગંગામાં નહાતી વખતે ડોશીની આંગળીની સોનાની વીંટી સરી પડી અને નદીના પ્રવાહમાં તણાઈ ગઈ. ડોશીએ વીંટી પાછી મેળવવાને ઘણાંએ ફાંફાં માર્યાં પણ એ કાંઇ આવતી હશે? એ તો ગઈ તે

ગઇ જ. ચાર પાંચ દિવસ રહીને ડોશી ઘેર આવવા નીકળ્યાં. ડોશીનું મન તો ફક્ત વીંટીમાં જ રહેલું.

ઇશ્વરની લીલા અગાધ છે. એની કળાનો પાર કોણુ પામ્યું છે? પેલી વહુની ઇશ્વરપર શ્રદ્ધા હતી. ઇશ્વરે એની દાઝ જાણી. પેલી વહુને એ જ વીંટી નહાતી વખતે કથરોટમાંથી જે દિવસે તે નદીમાં પડી હતી તે જ દિવસે જડી! વહુએ આ વાતની કોઇને પણ ખબર આપી નહિ.

ડોશીએ ઘેર આવી વહુને વીંટીની વાત કહી. વહુએ વીંટી લાવીને આપી અને તે કેવી રીતે જડી હતી તે બધી વાત કહી. ડોશીના હરખનો તો પાર જ ન રહ્યો. ત્યારથી વહુને ડોશી સાથે સારી રીતે બનવા માંડયું. મન ચંગા તો કથરોટમાં ગંગા.

* *
*

# ઝુંપડીનું મૂલ

**એ**ક હતાં મહારાણી. તેમને હતી સો સહીયરો. એક દિવસ તેઓ બધાં રાજાજીની આજ્ઞા લઇ નહાવા માટે નીકળ્યાં. રુતુ શિયાળાની હતી.

રાણીજી જે ઘાટ ઉપર નહાવા જવાનાં હતાં, તે ઘાટ પાસે જ થોડાં ગરીબોનાં ઝુંપડાં હતાં. રાજાજીની આજ્ઞાથી તેઓ બધાં બહાર નીકળી ગયાં હતાં. ઝુંપડાં ખાલી હતાં.

રાણીજી અને તેમની સહીયરો નહાવા પડી. પાણીમાં તેઓ છબછબ અવાજ કરી હસવા લાગી. એકમેક ઉપર પાણી ઉરાડી ગમત કરવા લાગી.

એવામાં મહારાણી નહાઈને કાંઠે આવ્યાં. ઠંડો પવન વાતો હતો. તે બોલી ઉઠયાં: " અલીઓ, કોઈ તાપણી સળગાવો. હું ટાઢથી ધ્રુજી મરૂં છું."

સૌ સહીયરો બહાર નીકળી. ઝાડની સુકી ડાળીઓ ભાંગવા લાગી. પણ તેના સુકોમળ હાથથી ડાળીઓ કાંઈ ઝટઝટ ભંગાય ? મહારાણી અકળાઇ ઉઠયાં. તેમણે કહ્યું,"આ ઝુંપડાંને સળગાવી દો !"

સહીયરો વિચારમાં પડી. એક બોલી, "બા, આવી તે મશ્કરી હોય? ગરીબ ખેડૂતોનાં ઝુંપડાં–ઘરબાર–સળગાવવાથી તેઓ ક્યાં રહેશે? તેમને કેટલું દુઃખ થશે?"

મહારાણી બોલ્યાં, "ઓહો! મોટી દયાની પૂંછડી આવી તે તને જાણી. સખીઓ, ટાઢથી મારા પ્રાણ જાય છે, માટે સળગાવી દો આ ઝુંપડીને!"

ઝુંપડી સળગાવી. પવનના જોરે બીજી સળગી. એમ બધાં જ ઝુંપડાં સળગી ગયાં!

મહારાણી રાજમહેલમાં સખીઓ સાથે પાછાં ફર્યાં. ગરીબો પણ પોતાનાં ઘર તરફ આવવા નીકળ્યા. આવીને જુએ છે તો ઝુંપડાંની જગ્યાએ રાખ!

રાજાજી ન્યાયાસન પર બેઠા હતા. ગરીબોએ ત્યાં આવી કકળાટ કરી મૂકયો. રાજાજી વાત સાંભળી લાલચોળ થઈ ગયા. તરત જ રાણી પાસે જઈ પૂછવા લાગ્યાઃ

"રાણીજી, ગરીબ પ્રજાનાં ઝુંપડાં તમે શા કારણથી બાળી મૂકયાં?" રાણીજીએ કહ્યું "કારણ પુછો છો રાજાજી? મારા હાથ પગની ટાઢ ઉડાડવા માટે. રાજ–રાણીના મોજશોખમાં કેટલો યે પૈસો ખરચાય છે, રાજાજી, તો એ થોડાં ઝુંપડાનું તે શું મૂલ?"

રાજાજીને આથી જવાળા સળગી. તે બોલ્યા, "જ્યાંસુધી તમે આ રાજમહેલમાં બેઠાં છો, ત્યાં સુધી તમને નહિ ખબર પડે કે ગરીબનાં ઝુંપડાંનું શું મૂલ. એ વાત તમને હમણાં જ સારી રીતે સમજાવું છું."

રાજાજીએ દાસીને બોલાવી હુકમ કર્યો કે રાણીજીના અલંકારો કાઢી નાંખો. અંગ ઉપરનાં સુંદર વસ્ત્રો ઉતારી નાંખો, તથા કોઈ ગરીબ સ્ત્રીનાં વસ્ત્રો લાવી પહેરાવો.

દાસીએ આજ્ઞા પ્રમાણે કર્યું. રાજાજીએ બધાં વચ્ચે કહ્યું, "એ અભિમાની રાણી! એક વરસની મુદતમાં એ બળી ગયેલાં ઝુંપડાં ફરી બંધાવજો, અને ત્યાર પછી જ રાજમહેલમાં પાછાં ફરજો. નગરમાં બારણે બારણે ભીખ માગીને પણ એ કામ પૂરૂં કરજો."

રાણીજી ભીખારણ વેશે ચાલી નીકળ્યાં. રાજાજીની આંખમાંથી પણ આંસુ નીકળ્યાં. છતાં રાજાજીને તો જણાવવું હતું કે ઝુંપડાંનું કેટલું મૂલ ?

ઘણા ઘણા પ્રયત્ને રાણીજીએ એ ઝુંપડાં ફરી બાંધી આપ્યાં, ત્યારે જ એમણે જાણ્યું કે ગરીબનાં ઝુંપડાંનું કેટલું મૂલ ?

* *
*

# ગાંધર્વ કુમારી

ગાંધર્વરાજ વિશ્વાવસુના રાજમહેલમાં એક કન્યારત્ન શોભતું હતું. તેનું નામ હતું મદાલસા.

ગાંધર્વકુમારી રૂપ ગુણ અને સર્વે કળાઓનો ભંડાર હતી. નાનાં નાનાં મૃગલાંઓ તેને જોઇને ઘાસ ચરવાનું પડતું મૂકીને, તેની સામે જ જોઇ રહેતાં. ઉડતાં પક્ષીઓ પણ કુમારીનું રૂપ જોઇને ઘડીભર થંભી જતાં, અને તેને ધારી ધારીને નિરખવા નીચે ઉતરી આવતાં.

કુમારી તેની માતાપાસેથી ઉચ્ચ શિક્ષણ મેળવીને દેવી સમાન થઇ રહી હતી. વખત જતાં તેણે બાળા મટી, યુવાવસ્થામાં પગલાં ભર્યાં.

એક દિવસે ગાંધર્વરાજે મોટો ઉત્સવ કર્યો, અને પોતાની પુત્રીને ગાયન સમારંભ વખતે પોતાનાં અલૌકિક સંગીત વડે અતિથિઓનું મન રંજન કરવાનું કહ્યું.

ગાંધર્વરાજની સભામાં રંગ જામ્યો. ગાંધર્વોએ એક પછી એક પોતાના સુરીલા કંઠવડે અતિથિઓના મન રંજન કરવાનો પ્રયત્ન કર્યો.

છેવટે કુમારીની વારી આવી. તે હાથમાં વિણા લઇને, પોતાની સખી કુંડલા સાથે સભામાં આવી. બંનેએ શરમાતાં અને સંકોચાતાં

સર્વને પ્રણામ કર્યા. ગાયન વાદનમાં પોતાની કુશળતા બતાવવાનો આરંભ કરી દીધો.

તેમના દિવ્ય સંગીતમાં લીન થઇ સભા આખી ડોલવા લાગી. ચારે તરફથી વાહ વાહની ધૂન મચી ગઇ.

સભાને ઘડીભર થંભાવી તથા તેનાં મન હરીને કુમારી તેની સખી સાથે બગીચામાં ફરવા લાગી.

બગીચામાં ચંદ્ર પોતાની ચાંદનીરૂપી અમૃત વરસાવી રહ્યો હતો. મંદ મંદ પવન વાતો હતો.

પણ એકાએક વાતાવરણ ફેરવાઇ ગયું. આકાશમાં ઘનઘોર વાદળાં ચઢી આવ્યાં. ચંદ્ર ઢંકાઈ ગયો, અને ચારે બાજુ ઘોર અંધકાર વ્યાપી ગયો. મૂશળધાર વૃષ્ટિ પણ થવા લાગી.

જ્યારે બધું પાછું પહેલાંની જેમ શાંત થઇ ગયું, ત્યારે કુમારી તથા તેની સખી કુંડલાની ઘણી શોધ કરી છતાં પત્તો લાગ્યો નહિ !

દુષ્ટ રાક્ષસ પાતાલકેતુ, પોતાની માયાજાળ નાખી તેમને આ રીતે ઉપાડી ગયો હતો.

* * * *

મહારાજા શત્રુજીતનો દૈવી પુત્ર ઋતુધ્વજ, ઋષિરાજ ગાલવ-મુનિની પાતાલકેતુથી રક્ષા કરવા તેમના આશ્રમને આંગણે આવી ઉભો. એટલામાં પાતાલકેતુ વિકરાળ સિંહનું રૂપ ધારણ કરીને ભયંકર ગર્જના કરતા ઋષિરાજના તપમાં વિઘ્ન પાડવા આવી પહોંચ્યો.

ઋતુધ્વજે તેના પર પોતાનું બાણ છોડતાં, તે ખાલી ગયું. એટલામાં તો તે તેની છેક સમીપ આવી પહોંચ્યો. બંને વચ્ચે દારૂણ

યુદ્ધ થયું. છેવટે ઋતુધ્વજનું એક બાણુ તેના શરીરમાં ખૂબ ઉંડું ખુંચી ગયું, અને તેથી અસહ્ય વેદનાથી શોરબકોર કરતો તે નાસી છૂટયો.

ઋતુધ્વજ પોતાના ઘોડાપર બેસીને તેની પાછળ પડયો. અસંખ્ય નદી નાળાં, પહાડ જંગલ, વગેરે વટાવ્યા પછી, તેઓ એક ઘણી સાંકડી, ઉંડી, અને અંધારી ખીણુ આગળ આવી પહોંચ્યા.

સિંહના રૂપમાં પાતાલકેતુ તેમાં કુદી પડયો. ઋતુધ્વજ પણુ તેની પાછળ જ કુદ્યો.

પાતાલકેતુ કુમારી મદાલસા તથા તેની સખી કુંડલાને પોતાને રહેઠાણે લઇ આવ્યો હતો. તેમને પોતાની તથા તેના ભાઈ ઋતુકેતુની સાથે લગ્ન કરવા હંમેશાં દબાણુ કર્યા કરતો. પરંતુ તેમણે તેમ કરવા ના પાડવાથી પાતાલકેતુએ તેમને અંધારા ભોંયરામાં પૂરી રાખ્યાં હતાં.

પાતાળકેતુ તેમને જાત જાતની રીતથી ડર બતાવ્યા કરતો હતો. તે કદી કદી માયાથી સર્પો ઉત્પન્ન કરીને તેમની આસપાસ મૂકતો. ચારે બાજુ આગ સળગતી, કે પ્રલયનાં પાણી નજરે ચડતાં, અને એવા બીજા અનેક પ્રકારે તેમને દુઃખ આપીને તેમને પોતાની તથા તેના ભાઇના સાથે લગ્ન કરવાને દુષ્ટ રાક્ષસ દબાવ્યા કરતો.

આખરે કુમારી અને કુંડલાએ તેની પાસેથી એક મહિનાની મુદત માગી લીધી અને કહ્યું કે જો તે તેટલા સમયમાં તેમની પાસે ન આવે અને કોઇ બીજી રીતે ત્રાસ ન આપે, તો તેઓ તેના કહ્યા પ્રમાણે લગ્ન કરશે.

પાતાલકેતુએ એ મહિનો ગાલવ મુનિને સંતાપવામાં ગાળ્યો.

આજે એક મહિનાની મુદતનો છેલ્લો દિવસ હતો, અને આજે રાજકુમાર ઋતુધ્વજ, દુષ્ટ પાતાલકેતુની પાછળ પડયો હતો.

કુમાર ઘોડો દોડાવતો દોડાવતો આગળ ધસતો જતો હતો. એટલામાં પાછળથી પાતાલકેતુ, અને ઋતુકેતુ આવી પહોંચ્યા. કુમાર તેમની સાથે ઘણી બહાદુરીથી લડયો. તેમને હરાવ્યા અને ઠાર માર્યા.

ત્યાર પછી તે રાક્ષસના મહેલમાં આવ્યો તો ત્યાં મદાલસા, તથા કુંડલાને જોઇ. બધાં એકબીજાને જોતાં આનંદ પામ્યાં.

કુમાર તેમને લઇને ગાલવમુનિ પાસે આવ્યો. તેમને પોતાના પરાક્રમની વાત કહી સંભળાવી.

મુનિરાજે પ્રસન્ન થઇને તેમને આશીર્વાદ આપ્યો.

રાજકુમાર બંને કુમારીઓને લઇને, પોતાના નગરમાં આવી પહોંચ્યો. આખી પ્રજાએ તેને આનંદથી વધાવ્યો.

ગાંધર્વરાજને તેની ખબર પડતાં, તે પણ પોતાના સંબંધીઓ સાથે તે નગરમાં આવી પહોંચ્યો.

ત્યાર પછી અરસપરસની સંમતિથી રાજકુમારનાં લગ્ન ગાંધર્વ કુમારી તથા કુંડલાની સાથે ભારે ધામધુમથી થયાં.

બધાં સુખચેનમાં રહેવા લાગ્યાં.

* *
*

# ગુલબદન

વાહ વાહ! સરસ! સુંદર!

એક પરી હતી. શું એની વાત કહું! આ જીભે તો બરાબર નહિ કહેવાય. પણ કહું. જેટલી કહેવાય એટલી કહું.

મધુર એનું રૂપ; મધુર એની વાસ; ને મધુર મધુર વાણી.

કમળસરખું મુખ. ગુલાબી એનો રંગ. ગુલાબ જેવી વાસ, ને બાલસૂર્યસમો ગુલાબી પ્રકાશ.

જ્યાં જાય ત્યાં ગુલાબની મધુર વાસ ફેલાઈ રહે. સવારના બાલસૂર્ય સમો કંકુવર્ણો પ્રકાશ છાઇ રહે.

વનમાં ફરવું, ગીતો ગાવાં, ને બાળકો સાથે વાતો કરવી એ એનું કામ.

બાળકોએ એનું નામ પાડયું હતું:

ગુલબદન ગુલાબી વાસ
બાલસૂર્યનો મધુર પ્રકાશ.

બાળકો તો એને હળેલાં. રોજ સાંજ સવાર એની પાસે જાય, વાતો કરે, ને ગીતો સાંભળે.

સવારની શાંતિમાં બાળકો સાંભળતાં હતાં. પરી ગાતી હતી. બધું શાંત હતું. પક્ષીઓ ચુપચુપ માળામાં બેઠાં હતાં. ચું કે ચાં. માણસો તો હતાં જ નહિ. પવન તો રખે ને અવાજ થાય, એ બીકે ખૂબ ધીમે ધીમે બાળકોના મોઢાઉપર થઇને ફરી રહ્યો હતો. સૂર્યનું તેજ પણ એવું મંદ મધુર હતું કે જરા ય શાંતિનો ભંગ ન થાય. બસ શાંત ! શાંત !

એક ઝીણું કોમળ મીઠું ગાન. સરોવરના તરંગો ગીત સાંભળવા સ્થિર થઇ ગયા હતા. પવન ગીતને આખા વનમાં ભરી રહ્યો હતો. પાન ફૂલ ગાનમાં શાંત–સ્થિર હતાં. બાળકો જાણે માટીનાં પુતળાં.

હાઉ ! હાઉ ! હાઉ ! હાઉ ! હાઉ ! હો ! હો ! સૌ ચમકી ઉઠયાં. ઓ બાપ રે ! આ તો ડાઘીઓ કુતરો ! ભાગો, ભાગો.

એનાથી ગામ આખું બ્હીતું. બહુ કરડકણો હતો.

બાળકો ભાગ્યાં ગામભણી ને પરી નાઠી જંગલભણી.

ખૂબ ગભરાઇ ગઇ. આંખે દેખાય નહિ ને પાંખે ઉડાય નહિ. પગ પણ માંડ માંડ ઉપડતા હતા.

મોટું વડનું ઝાડ આવ્યું એના ઉપર ચડી ગઇ. જેવી ડાળ ઉપર બેસવા જાય એવી જ ડાળ કડડ–કટ કરતી ને ભાંગી. પાસે જ ખાડો હતો. ડાળ ને પરી બે ય જઈ પડ્યાં એમાં. ખાડો બહુ વિચિત્ર હતો.

ડાઘીઓ કુતરો ગામ આખાનાં બાળકોને હેરાન કરતો. લોકો બધા ત્રાસી ગયા હતા; પણ કોઇનો માર્યો એ મરતો નહોતો.

આજે ફોજદાર સાહેબ એની પાછળ પડ્યા હતા. બસ, કુતરાને મારૂં તો જ ગામમાં જાઉં.

કુતરો કંઇ જેવો તેવો નહોતો. જમાનાનો ખાધેલ–બુઢ્ઢો. બાર વાગવા આવ્યા પણ કુતરો લાગમાં આવે નહિ.

તડકો જામ્યો ને કુતરો થાકયો. ઝાડને છાંયે ટેકો દઇ બેસી પડયો ને બંદુક ફૂટી. બરાબર કુતરાના કપાળમાં ચોંટી. રામ રમી ગયા. બાળકો બધાં નિર્ભય થયાં.

પણ બાળકોનો આનંદ પેલી પરી! રામ રામ! એ તો પેલા ખાડામાં બેભાન પડી છે. ખાડાનું પાણી એવું ખરાબ છે કે આખું શરીર બળે છે. જાણે કાનખજુરા ચોંટ્યા. ગુલાબી બહન કાળું મેશ થયું. ગુલાબની વાસ ઉડી ગઇ. કમળ સરખું મુખ કુબ્જા જેવું થયું. પ્રકાશનું તો નામ ન રહ્યું. મધુર કંઠ બગડી ગયો. જાણે તૂટેલી સતાર.

થોડી વારે ભાન આવ્યું. નીકળવાનાં ફાંફાં મારવા લાગી. પણ એ કાદવમાં પગ ખુંપતા જ જાય. કોઇ કાઢો........કોઈ કાઢો...... એમ બૂમો પાડે. પણ ત્યાં કોણ સાંભળે? કોણ જાણે કેટલા ય દિવસ ખાડામાં રહી.

ઇશ્વરને કરવું તે માળી ને માલણ ફૂલોનો ટોપલો લઈને ગામ તરફ જતાં અહીંથી નીકળ્યાં, ને આ દુઃખીયણનો કરૂણ અવાજ સાંભળ્યો.

માળી માળણ ભલાં હતાં. પળમાં પરીને ખાડામાંથી કાઢી ને પાસેના સરોવરમાં સારી રીતે ન્હવરાવી. સરોવરની માટીનો શરીરે લેપ કર્યો. વળી ફરી ન્હવરાવી. બળતરા નાશ પામી. શરીરમાં નવું ચેતન આવ્યું.

પાધરાં એને ઘેર લઇ ગયાં. મજાનું દૂધ પાયું ને પૂછ્યુંઃ બહેન તું કોણ છે ને કેમ કરતાં પડી?

પરીએ હૈયું કઠણુ કરી બધી વાત કરી. પોતાનું રૂપ આવું વિરૂપ થઈ ગયું છે તે કહેતાં એ છાતીફાટ રડી પડી.

હશે બેટા! રડવાથી કાંઇ રૂપ પાછું આવશે! એ ખાડામાં કોઇ ને કોઇ પડ્યા જ કરે છે. બહુ બુરો છે. રડીશ નહિ. રડવાથી કાંઇ રૂપ પાછું આવશે! અહીં રહે ને ભજન કર.

થોડા દહાડા પરી ત્યાં રહી. પણ કાંઈજ ચેન પડે નહિ. ન બાગકામ થાય, ન ફૂલ વીણાય, ન રંધાય, ન વાસણ મંજાય. ગમતું નથી જાઉં, ગમતું નથી જાઉં, બસ જાઉં જાઉં, થયા કરે.

માળી માળણ ભલાં હતાં. એમને છોડીને જવું એ પણ દુઃખ. ન રહેવાય, ન સહેવાય. સુંડી વચ્ચે સોપારી. પણ આખરે બહુ બહુ દુઃખે ત્યાંથી નીકળી પડી.

બસ હવે તો એ ને ઈશ્વર! ઘણા દહાડાનું દુઃખ! માળી માણસના વિયોગનું દુઃખ. ચાલી ચાલીને, રોઇરોઇને બેભાન થઇ ગઈ. જાણે હમણાં પ્રાણ નીકળી જશે.

પાસે થઇને એક સાધુ નીકળ્યા. પગમાં જ અથડાઈ. નીચું જોયું તો આ કુરૂપ છોડી! સાધુ તો ત્રિકાળ જ્ઞાની હતા. પલકમાં બધી બીના જાણી લીધી. પાણીની અંજલી છાંટી એને જગાડી. પણ એ ઉંચું શું કામ જુએ! બસ, આંખમાંથી પાણી વહ્યાં જ જાય. ઉંચી પલક ન કરી.

સાધુએ માથે હાથ ફેરવી ધીરેથી કહ્યું: બેટા તારૂં રૂપ ફરી મળશે. પરી સાંભળી રહી. ડુસકાં ભરતાં બોલી: કેવી રીતે?

જો પેલા મંડપ દૂરદૂર દેખાય. એ વેલી મંડપ નીચે જઇને બેસીશ એટલે તને ખબર પડશે કે કેવી રીતે ક્ષીર સમુદ્ર પહોંચવું.

આસ્તે પણ જોરભર્યાં પગલે એ મંડપ તરફ ઉપડી.

મંડપ નીચે ફૂલ બિછાયત એની મેળે પથરાઇ ગઇ હતી. મંદ પવન સુગંધ લઈ લહેરી રહ્યો હતો. શીતળ સુખદ મંડપ નીચે એ બેઠી. કોણ મને માર્ગ બતાવશે ! એ વિચાર આવતાં જ એ ઉંઘી ગઈ.

એક સ્વપ્ન આવ્યું.

એક દેવી. સફેદ મોતી જેવાં ગોરાં સફેદ કપડાં પહેરી હાથમાં વીણા લઇ ગાતાં ગાતાં પાસે આવ્યાં.

આ લે કમંડળ.

કમંડળના જળથી સૂર્યને અર્ઘ્ય આપજે, ને ત્રણ દિવસ સુધી સૂર્યનો અખંડ જાપ જપજે. જોજે ધ્યાનભંગ ન થાય.

એટલું કહી દેવી અદ્રશ્ય થઇ ગયાં. પરીની આંખ ઉઘડી ગઇ.

પાસે જ કમંડળ પડ્યું હતું !

ઉઠી. એકદમ નદીમાં ન્હાઇ આવી. ફૂલો વીણી કમંડળના જળથી અર્ઘ્ય આપ્યો, અને જપમાં લાગી ગઈ.

એ રીતે ત્રણ દિવસ સુધી અખંડ જાપ ચાલ્યો. જરા ય મન ડગ્યું નહિ.

ચોથા દિવસનું પ્રભાત થયું. સમુદ્ર ઉછળતો ઘુઘવતો આ ધ્યાનસ્થ પરી તરફ ચાલ્યો આવતો હતો. ખળખળ ખળખળ ખળખળ. જોત જોતામાં તો માથા ઉપરથી ચાલ્યો. મોજાં ઉપર મોજાં. આખો દિવસ એણે નહાયા જ કર્યું. અહા ! શી નહાવાની મજા ! શી સમુદ્રની લહેર ! સફેદ શીતળ પાણી !

બસ, એ જ મધુર રૂપ. એ જ મધુર વાસ ! એ જ મધુર વાણી !

**ગુલબદન ગુલાબી વાસ**

**બાલ સૂર્યનો મધુર પ્રકાશ.**

પછી ? એ અને બાળકો !

# જમાઈની પંડિતાઈ

એક અભણ બ્રાહ્મણ અને તેનો છોકરો એક ગામમાં રહેતા હતા. તે છોકરો પરણવા લાયક ઉમરનો થયો ત્યારે તેના બાપે તેનું સગપણ કરતી વખતે કહ્યું કે તે તો બહુ જ ભણેલો છે અને કાશીએ જઈને પંડિત થઇ આવેલો છે.

તેનો સસરો લલચાયો અને તેની દીકરીનું વેવીશાળ કરવાનો મનમાં ઠરાવ કર્યો. બ્રાહ્મણ પોતાનાં પણ વખાણ કરતાં ચૂકયો નહિ. બાપ દીકરા બંનેને સંસ્કૃત ભાષાનું બિલકુલ જ્ઞાન ન હતું છતાં પણ તેણે કહ્યું કે અમે બંને સંસ્કૃત ભાષામાં વાત કરી શકીએ છીએ !

તે છોકરાના ભવિષ્યના સસરાએ પોતાના થનાર જમાઇ અને વેવાઇને જમવાનુ નોંતરૂં દીધું. બાપ દીકરાએ તે કબૂલ કર્યું.

છોકરાના બાપે તેના દીકરાને ઘેર જઇને તેનું વેવીશાળ થશે અને તારે ત્યાં કાંઈ બોલવું નહી અને બોલવું પડે તો દરેક શબ્દને મ્ લગાડી વાત કરવી એ પ્રમાણે શિખામણ આપી. પછી બંને જણા જમવા ગયા. પહેલાં ભાત પીરસાયો. તે ગરમ હતો તેથી છોકરાએ તેના બાપને કહ્યું કે:, બાપમ્ ભાતમ્ ઉનમ્ !

બાપ બોલ્યાઃ ચુપમ્ બેટમ્, ફુંકમ્ ખાવમ્ !

આ વાતથી બધા હસી પડ્યા. બંને બાપ દીકરાને કાઢી મૂકયા. વેવીશાળની વાત ન કરી. બંને જણા વીલે મોઢે ઘેર ગયા.

# બોઘો બ્રાહ્મણ

પાટણ નગરમાં એક જડ બુદ્ધિવાળો બળદેવ કરીને બ્રાહ્મણ રહેતો હતો. તેની બૈરી કંકાસણી ને કજીઆખોર હતી. તેને બાળ બચ્ચાં પણ બહુ હતાં; તેથી સર્વને ખાવાપીવાનું પણ પૂરતું મળતું નહોતું. પહેરવાનાં કપડાં ફાટી ગયેલાં હતાં. ઘરનું ઝુંપડું પણ બેવડ વળી ગયું હતું. બળદેવના શરીરમાં માત્ર હાડકાં રહેલાં હતાં.

બળદેવ કંઈ ઉદ્યમ ધંધો કરી શકે તેવો અક્કલવાન નહોતો. તે ગમે તેમ રખડ્યા કરતો હતો. એક વાર ગામની પાદરે ગયો, ત્યાં મહાદેવના દહેરામાં એક સિદ્ધ પુરૂષ આવી ચડ્યા હતા. બળદેવ અંદર જઈને સિદ્ધ પુરૂષને પગે પડયો. સિદ્ધ પુરૂષે પાણીની તુંબડી ભરી લાવવા કહ્યું, તે બળદેવ ભરી લાવ્યો, અને તેમની સેવા ચાકરીમાં મચ્યો રહ્યો. છેવટે સિદ્ધ પુરૂષે તુષ્યમાન થઇને તેને એક મંત્ર આપ્યો, ને કહ્યું કે તારે આ મંત્ર છ માસ સુધી સ્મશાનમાં મૌન ધારણ કરી ખાધાપીધા વિના જપ્યા કરવો. તેથી તારી મનકામના સિદ્ધ થશે.

બ્રાહ્મણે સિદ્ધ પુરૂષની આજ્ઞા પ્રમાણે કર્યું, એટલે દેવ પ્રગટ થયા ને બોલ્યા, બચ્ચા, લે આ કંથા તને આપું છું. તે સવારમાં ખંખેરવાથી તેમાંથી રત્નો ખરશે. પણ આ કંથાને તું કદી પણ પહોળી કરીને જોઇશ નહિ. જો ભૂલેચૂકે તેમ કરીશ તો કંથા ઉડી જશે, ને તું હાથ ઘસતો રહીશ.

બળદેવ ખુશ ખુશ થઇ ગયો. તે કંથા માથે મૂકીને શહેર ભણી ચાલ્યો. રસ્તે જતાં લોકો તેને પૂછવા લાગ્યા કે મહારાજ, આ માથા પર શું લઇને ચાલ્યા ? તે દેવે આપેલી કંથા બધાને બતાવવા લાગ્યો. લોકોએ કહ્યું કે તું એ કંથા સ્મશાનમાંથી લાવ્યો છું, તેથી તે વિનાશ-કારી થઈ પડશે. એવું કહી તેઓ કંથા ઉકેલીને દેખાડવા માટે બળ-દેવને આગ્રહ કરવા લાગ્યા; તેથી તે મૂર્ખાએ કંથા નીચે ઉતારી પહોળી કરવા માંડી કે તુરત ઉડીને આકાશ ભણી ગઇ !

બ્રાહ્મણે મૂર્ખપણાથી હાથમાં આવેલી બાજી ખોઈ. તે પાછળથી બહુ પસ્તાયો, અને તેની કર્કશા બૈરીએ પણ તેને ખૂબ ઉધડો લીધો.

* *
*

# જાદુઈ ઘડો

દુકાળના દિવસો હતા. અનાજપાણીની પૂરી ખેંચ હતી. કુવા તળાવ ને નદીઓ સૈ સુકાઈ ગયાં હતાં. ઘણાં ઢોર પાણી વિના ટળવળતાં હતાં. બાળકો પણ બિચારાં દૂરદૂર જઈને માંડમાંડ તરસ છીપાવી શકતાં હતાં.

એક છોકરી માથે ઘડો મૂકીને પાણી ભરવા જતી હતી. તે ઘણું ફરી, પણ પાણીનો પત્તો ન મળવાથી થાકીને પાછી આવી એક ઝાડ નીચે ઘડો મૂકીને રોતી હતી. તેનાં આંસુ ઘડામાં પડયાં કે તરત કોઈક બોલતું હોય એમ લાગ્યું.

છોકરી બિચારી ચારે પાસ જોવા લાગી પણ ત્યાં તો કોઈએ જણાયું નહિ. તડકો તો બાળી નાખે એવો પડતો હતો. તેણે કાન માંડીને સાંભળ્યું તો નીચેના શબ્દો સંભળાયાઃ–

“કમળા ! હું તારા ઉપર પ્રસન્ન છું. તેં આટલું પાણી છાંટયું તેથી મને ઘણી શાંતિ થઈ છે. બોલ, તારે શું જોઇએ છીએ ?”

કમળા તો આભી બની ગઇ. “કોણ બોલે છે એ ?” એમ વિસ્મયથી ઘડામાં મ્હોં ઘાલીને પૂછવા લાગી.

"એ તો હું ઘડામાંની જળદેવી. તેં મને ગુણ કર્યો તેનો બદલો વાળવા આવી છું."

"બાઈ, મેં તો કશુંએ કર્યું નથી." કમળાએ ખુલ્લે દિલે જવાબ દીધો.

"નહિ કેમ? તારાં આસું મારા ઉપર પડયાં ન હોત તો મારૂં શરીર ફાટી જાત. તને ગમે તે બે વરદાન માગ."

કમળા તો આ નવાઇ જેવું સાંભળી હસવા લાગી. તેની ભૂખ તરસ કોણ જાણે કયાંએ ઉડી ગઇ. તેણે દરિયા વિશે વાતો સાંભળેલી, પણ તે કેવો હશે તેનો તેને ખ્યાલ નહોતો. અત્યારે પણ તે પાણીથી ભરેલો હશે? તે જોવાય તો કેવી મઝા પડે એવો એને વિચાર થઇ આવ્યો. તે બોલીઃ "મને દરિયો બતાવી શકશો?"

"હા." ઘડામાંથી ઉત્તર આવ્યો; "ચાલ, તું આંખો મીચી દે, ને હું કહું તેમ કર."

કમળાએ આંખો મીચી તો તેને લાગ્યું કે તે નાની નાની થતી જતી હતી. છેવટે તે છએક આંગળ જેવડી થઇ ગઈ! ત્યાં ઘડામાંથી શબ્દ થયોઃ "હવે અંદર કુદી પડ."

તેણે કુદકો માર્યો, તો અંદર સમાઈ ગઈ! "હવે કાના બરાબર પકડીને બેસજે, હો!" જળદેવીએ કહ્યું.

"જો, દૂર ઉડતાં જવાનું છે. ગભરાતી નહિ. તૈયાર થઇ?"

કમળાએ હસતાં હસતાં હા કહ્યું. તેની સાથે જ ઘડો આકાશમાં ચડયો, ને પવન વેગે ઉડવા લાગ્યો. કમળાને તો બહુ ગમ્મત પડી. કેટલીક વાર સુધી આમ પતંગની પેઠે કે પક્ષીની પેઠે સનસનાટ કરતી તે જતી હતી, ત્યાં વળી અવાજ આવ્યો: "હવે આંખો ઉઘાડ."

કમળાએ જોયું તો તેની નજરે એક અલૌકિક ચિત્ર દેખાયું. જ્યાં જુએ ત્યાં પાણી પાણી!–અગાધ જળભંડાર. સૂર્યના પ્રકાશમાં જાણે હીરા ચમકતા હોય તેમ છોળોમાંથી જળકણ ઉડતાં જોઇ તે બહુ ચકિત થઇ ગઇ.

જાતજાતનાં પક્ષીઓ કિલકિલાટ કરી રહ્યાં હતાં. મોટા મગરમચ્છ તરતા હતા. કોઈક માછલીઓ તો વળી ઉડીને પાછી પાણીમાં પડતી હતી.

ગામડાંમાં બિચારીએ માટીની દિવાલો જ જોઇ હતી; ને ખાબોચીયા જેવી તળાવડી શિવાય આટલું તે કયાંથી જોયું હોય? તેને મન જાણે પોતે નવી દુનિયામાં જ આવી હતી.

"કેમ, જોઈ લીધું?" અંદરથી દેવીએ પ્રશ્ન કર્યો. "હવે પછી આંખો મીચી દે. બોલ, હવે બીજું શું જોઇએ?"

કમળાને આ વેળા એનાં ભૂખ્યાં તરસ્યાં માબાપ સાંભરી આવ્યાં. પોતાનાં ગરીબ ઢોરઢાંખર ને ગામડામાંની તેની નિરાધાર સહીપણીઓ વિગેરે પણ યાદ આવ્યાં. તેથી તે બોલી:—

"તમે વરસાદ વરસાવો ને?"

"જા, તારી ઇચ્છા પૂર્ણ થશે." જળદેવીએ સંતોષથી ઉત્તર દીધો. આ બાળકની સ્વાભાવિક ઇચ્છા એવી હોવી જોઈએ એમ તે માનતાં હતાં.

"જો, પાછું ઉડવાનું છે માટે સંભાળજે હોં–" કહી દેવીએ પાછો ઘડો આકાશમાં ઉડાડયો. આંખ મીચકારે એટલામાં તો પાછું દેવીએ કહ્યું:–"હવે ઉતર." જેવી તે ઘડામાંથી બહાર આવી તેવું જ તેને તેનું શરીર પાછું વધતું હોય એમ લાગ્યું અને આંખો ઉઘાડીને જુએ છે તો પોતે પોતાના ઘર આગળ જ આવેલી, ને સામે બારણામાં તેની મા તેની વાટ જોઇને જ ઉભેલી. તે બોલી ઉઠી:-- –"કમળા–ઝટ આવ—પલળી જઈશ હોં. જો તો ખરી, આ વાદળાં કેવાં ચડી આવ્યાં છે ?"

બન્યું પણ ખરેખર તેમ જ. પ્રભુએ મેહેર કરી, ને તરસી ભૂમિને શાંત કરી. જીવજંતુના પ્રાણ બચાવવા માટે પુષ્કળ વરસાદ વરસાવી સૌને લીલાલહેર કરાવી દીધી.

* *
*

# વાદળપરી

'અરે ભલા ભગવાન ! આ તે શો કાળો કેર અમારા પર વરસી રહ્યો છે ! તારા રાજમાં અમને આટલું બધું દુઃખ !' સારાએ નગરના લોક રોકકળ કરી રહ્યા હતા.

મણિપુરનાં રાજારાણી આજે હૈયાફાટ રુદન કરતાં હતાં. આજે એમની એકની એક વહાલસોયી દીકરીનો મરવાનો વારો હતો.

મણિપુરપર કાળો કેર વરસતો હતો. એક ભયાનક વાદળી આવીને પહેલાં અનેક કન્યાઓ ઉપાડી જતી હતી. તેથી ઘણાં વર્ષો પર એની સાથે કરાર કર્યો હતો કે વરસે દિવસે એને એક કુમારિકા આપવી, અને એણે કોઈને રંજાડવું નહિ.

વરસોવરસ વારા મુજબ સૌ પોતપોતાની કન્યા આપતાં અને એ વાદળપરી એને કોણ જાણે કયાં લઇ જતી. કોઈ વખત એવી રીતે કન્યા મોકલતાં વિલંબ થાય તો વાદળપરીના મિજાજનો પાર રહેતો નહિ. તે નગરજનો પર દુઃખના ડુંગર વરસાવતી.

રાજકુમારી વીણા સૌને હદપાર વહાલી હતી. પણ રાજાજીનો વારો આવ્યો તે આપ્યા વિના કાંઇ ચાલે ? સૌ સરખાં. ખરો રાજા એ, કે જે રાજા ને પ્રજાને ન્યાયની ને રીતની વાતમાં સરખાં ગણે.

કચવાતે દિલે અને કકળતે હૈયે રાજા રાણીએ વીણાકુમારીને વધ-સ્થાન જેવા પર્વત તરફ વળાવી. વાજતેગાજતે એને એ પર્વત પર લઈ જવામાં આવી, અને તેની ઉપરની એક શિલા પર ગાદી નાખી બેસાડી, સૌ વિદાય થઈ ગયાં.

થોડી વારમાં આકાશમાં ભયંકર વિજળીઓ અને ગડગડાટ કરતી વાદળપરી આવી. વીણાકુમારીને પોતાની ગાભલાં જેવી દેહ-લતામાં વીંટી દીધી અને ધીમે રહીને એની આંગળી ચુસી એના શરીરનું લોહી ખેંચી લીધું. લોહીના જવા સાથે વીણાકુમારી મૂર્છા ખાઇને પડી.

એ કાળમુખી વાદળપરી કુમારિકાઓના લોહી ઉપર જ જીવતી હતી. એણે વીણાકુમારીને ઉપાડીને પોતાના આકાશી મહેલ તરફ ઉડવા માંડયું.

વિજયપાળ નામનો એક જુવાન સરદાર એક બાજુ ઉભો રહીને વાદળપરીની ચર્ચા જોતો હતો. વીણાકુમારી માટે એને ઘણું માન હતું. વાદળપરીને લોહી ચુસી લઇને મૂર્છામાં નાખી વીણા-કુમારીને લઇ જતાં જોઇ વિજયપાળ ઘણો ચીડાઇ ગયો. એણે ગરુડનું રૂપ લીધું અને વીણાકુમારીને પોતાના નગર તરફ લઇ જતી વાદળપરી પાછળ પડ્યો.

વાદળપરી વીણાકુમારીને પોતાના મહેલમાં લઇ ગઇ અને પલંગપર સુવાડી. અનેક કુમારીઓને એવી રીતે ત્યાં સુતેલી વિજયપાળે બારીવાટે જોઈ.

વાદળપરીને બહાર જવાની વાટ જોતો વિજયપાળ લપાઇને



વાદળપરી.

એણે વીણા કુમારીને ઉપાડીને પોતાના આકાશી મહેલ તરફ ઉડવા માંડયું.

[ પાન ૪૦ ]

એની હીલચાલ તપાસવા લાગ્યો. બધી કુમારીકાઓ વાદળપરીને 'માજી' કહીને બોલાવતી અને વાદળપરી એમને ખાવાપીવા આપી જરૂર પડયે એમનું લોહી ચુસી લેતી.

વાદળપરીને બહાર જતી જોઈ વિજયપાળ વીણાકુમારીને મળ્યો અને તેને અને બીજી કુમારિકાઓને કોઇ પણ પ્રયત્ને વાદળપરી પાસેથી એનું મોત શાથી થાય એ પૂછવા સમજાવ્યું, અને એની પાસે શી રીતે કામ લેવું તેની સમજણ પાડી.

વાદળપરી આવી એટલે બધી કુમારીઓએ એને કહેવા માંડયું: 'માજી, તમે બહાર જાવ છો તે અમને બહુ ફીકર થાય છે. તમે નહિ હો તો અમારી શી દશા થશે?'

વાદળ પરી કહે: 'ગભરાવ છો શું? હું કાંઇ મરવાની નથી.'

'પણ માજી. ઓછું જ કોઈ અમરપટો લખાવી લાવ્યું છે?'

'વાત ખરી. પણ મારૂં મોત કાંઇ રસ્તામાં નથી પડયું. તમારે ગભરાવું નહિ.' એમ કહી એણે વાત ઉડાવી.

ત્રણ ચાર વખત એવી રીતે કુમારીઓએ હઠ કરવાથી, ને ખૂબ આગ્રહ કરવાથી વાદળપરીએ કહ્યું કે: ગાંડી છોકરીઓ! માણસની પેઠે અમારાં મોત જમરાજાના હાથમાં નથી. પેલા પર્વતપર એક રાક્ષસ રહે છે. કોઈ તેની સાથે લડે, તેને મારે, અને એના શરીરમાં એક ઈંડું છે તે કાઢીને મારા માથામાં લાવીને મારે તો મારૂં મોત થાય. ઈંડું મારા હાથમાં આપે તો રાક્ષસ પણ જીવતો થાય ને હું યે જીવું. બોલો, હવે એ શી રીતે બનવાનું છે કે હું મરી જઈશ?'

'વાહ! સારૂ થયું કે માજીનો આવરદા ખૂબ લાંબો છે.' કહીને સૌએ ઉપરથી આનંદ બતાવ્યો, પણ મનમાં બળી ઉઠયાં.

બીજી વખતે વાદળપરી બહાર ગઈ ત્યારે તેમણે વિજયપાળને વાત કરી. વિજયપાળે સૌને ધીરજ આપી, અને વીણાકુમારીને પોતાની સાથે લઇ પેલા પર્વત તરફ ઉપડયો. રાક્ષસ સાથે વિજયપાળે લડાઇ શરૂ કરી. છ દહાડા સુધી એ જીવલેણ લડાઈ ચાલી અને રાક્ષસનાં છ માથાં એણે કાપી નાખ્યાં.



આ તરફ વાદળપરી માંદી પડી ને એની શક્તિ ઘટતી ચાલી.

બે દહાડા આરામ લઈને છેલ્લે દહાડે વિજયપાળે રાક્ષસની સાથે લડાઇ કરી તેનું સાતમું ડોકું ઉડાવી દીધું અને એના શરીરમાંથી પેલું ઈંડું કાઢી લીધું.

એ તરત જ વાદળપરી પાસે ગયો. એના હાથમાં ઈંડું જોઈ વાદળપરીએ પોતાને ઈંડું આપવા ઘણી આજીજી કરી. વિજયપાળે કહ્યું કે જો બધી કુમારીઓને લુગડાં ઘરેણાં આપી, સાજીતાજી કરીને મણીપુર પહોંચાડે તો એ ઇંડું આપું.

વાદળપરીએ તરત જ બધી કુમારીઓને પોતાના જાદુથી સાજીતાજી કરી અને પુષ્કળ વસ્ત્રો તથા અલંકાર અને રથ તથા પાલખીઓ આપી મણિપુર વિદાય કરી, અને વિજયપાળ પાસે ઇંડું માગ્યું.

વિજયપાળે એને ઈંડુ લેવા પાસે બોલાવી અને બરાબર તાકીને હાથમાં આપવાને બદલે એના માથામાં ઈંડુ માર્યું. વિજળીના જેવા કડાકા સાથે ઈંડું ફાટયું અને વાદળપરી મરણ પામી.

વિજયપાળ આનંદ પામતો મણિપુર ગયો. ત્યાં એના આવકારની ધમધોકાર તૈયારીઓ ચાલતી હતી. વીણાકુમારીએ એના પરાક્રમની વાત રાજારાણીને કરી હતી, અને તેમણે એને ભારે આવકાર આપવાના હુકમ આપી દીધા હતા.

વિજયપાળને વાજતે ગાજતે વધાવીને રાજારાણીએ રાજમહેલમાં આણ્યો. આખે રસ્તે નગરજનોએ એને ફૂલે વધાવી લીધો.

થોડા વખતમાં મણિપુરમાં ભારે ધામધુમથી વિજયપાળ અને વીણાકુમારીનાં લગ્ન થયાં. આખુંએ નગર આનંદથી ઘેલું થઈ ગયું હતું.

* *
*

# એક પૈસામાં આખી દુનિયા!

**મારી** વાત કહું? હા, તમારી સાંભળવાની ઇચ્છા છે તો હું ખુશીથી મારી સઘળી વાત કહીશ. પણ એક શરતે! તમારે પણ મારા જેવા સાચાબોલા થવું પડશે, અને સાચું જ બોલવું પડશે. કહો, તે તમને કબુલ છે? હા? ઠીક, ત્યારે સાંભળો.

મારૂં નામ કિસન, અને મારા બાપનું નામ મોહન. અમે ગોમતીપુરમાં એક ઝુંપડામાં રહેતા હતા, અને ગાયો ચારી દહાડા વીતાડતા.

એક દહાડો મને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં એક સુંદર પરીનાં દર્શન થયાં.

તેણે કહ્યું: "કિસન! તું રાજા થવાને લાયક છે. રાજા થા ને ખાજાં ખા!"

મેં કહ્યું, "હું ભિખારી! રાજા શી રીતે થાઉં?"

પરી તો આગળ આવી અને તેણે મને રાજમુકુટ પહેરાવ્યો.

મારી આંખ ઉઘડી ગઇ. હું જાગૃત થઈને જોઉં છું તો ત્યાં નહોતી પરી કે નહોતું બીજું કાંઈ. મને તો આ સ્વપ્નની નવાઈ લાગી.



એક પૈસામાં આખી દુનિયા !

પરીતો આગળ આવી અને તેણે મને રાજમુકુટ પહેરાવ્યો. [પાન ૪૪]

બીજે દહાડે અમે ઢોરો ચારવાને ચારૂમતી નદીના તીરે ગયા. ખરી બપોર થઈ એટલે નદીને કાંઠે બેસી ભાથું છોડયું.

પણ જ્યાં એક કોળીયો મ્હોમાં મૂકયો ત્યાં તો નદીમાંથી એક સોનારૂપાથી ઝળહળતો હાથ બહાર આવ્યો અને તે મારા બાપને ઉંચકી ગયો.

પછી ? પછી તો મારા રોવાનો પાર ન રહ્યો. હું તો પોકેપોક મૂકીને રોવા લાગ્યો.

મારૂં રડવું સાંભળી જળદેવીને દયા આવી. તે ગરીબ ભીખારણના વેશમાં મારી પાસે આવી ને બોલી: "ભાઈ! આખી રાતની ભૂખી છું. અન્નનો દાણો પેટ સરસો થયો નથી. તારૂં ભાથું મને આપ અને મારી ભૂખ ભાંગ!"

હું તેને આપવા ભાથું લેવા નીચો વળ્યો અને પોટકી ઉંચકી. પણ તેમાં ન મળે રોટલો કે ન મળે શાક! તેમાંથી તો બધા અણિયાળા પથરા જ નીકળ્યા. મારા ખિસ્સામાં એક પૈસો હતો તે કાઢી મેં ભિખારણને આપ્યો અને કહ્યું: "લે, આના મમરા ખાજે."

મેં પૈસો આપ્યો તેવી જ ભીખારણ રંભાના રૂપમાં ફેરવાઈ ગઈ.

ઓહો! એ તો જળદેવી હતાં! મેં તેમનાં ચરણો પકડયાં અને કહ્યું, "દેવીમાતા! મને મારો બાપ પાછો આપો! મારા પર દયા કરો!"

જળદેવી કહે: "એમ તે કાંઈ બાપ મળે? અહીંથી સો ગાઉ દૂર જા. ત્યાં વિલાસપુરમાં રાજા કીર્તિસિંહ રાજ કરે છે તેના તાજમાંનો

આકાશી હીરા મને આણી આપ, અને તારો બાપ પાછો લે"

આ સાંભળી હું તો સીધો વિલાસપુર તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં કેટલાક દિવસે રાજાનો મહેલ આવ્યો. હું મહેલમાં ગયો અને એક સુંદર ઓરડામાં પેઠો. ઓરડામાં રાજકુમારી સુતી હતી. તેના પલંગ નીચે હીરા, મણિ, માણેક ને રત્નો પડયાં હતાં! આકાશના તારાના જેવાં ઝગમગતાં એ રત્નો વડે ત્યાં અજવાળું એટલું પડતું કે રાતે પણ જાણે ખરા બપોર! રાજકન્યાના માથા ઉપરનો પડદો એવાં જ રત્નોથી ભરેલો. મારી તો આંખો જ થંભી ગઇ.



છેવટે હું થાકીને રાજકુમારીના પલંગ ઉપર જઇ બેઠો. રાજકન્યા ને તો ગાઢ નિદ્રા આવી ગઇ હતી પણ અચાનક મેં ઉધરસ ખાધી અને તેથી કુમારી જાગી ઉઠી! રાજકન્યાએ ઉઠતાંને વાર મારા ઉપર પાણીની નાની શી અંજલી છાંટી. હું તો સોનાનું પૂતળું બની ગયો.

તેણે સોનાનું પાંજરૂં આણ્યું અને તેમાં બેસાડી મને રાજમાતા પાસે લઈ ગઇ.

હરખાતી હરખાતી રાજકન્યા બોલી: "જો! જો! મેં કેવું સુંદર પક્ષી પકડયું! જો. તેને બે હાથ, બે પગ, અને બે આંખો સુદ્ધાં છે! આપણે આ પક્ષીનું નામ શું પાડીશું?"

એટલામાં તો મને સુંદર પાંખો પણ ઉગી નીકળી. રાણી-માતા બોલી: "ઓ રે બાપ! આ તો પક્ષી નથી પણ ચોર છે. દીકરી! જા! જા! એને હમણાં ને હમણાં મારી નાખ."

રાજકુમારી મને પાંજરામાં પોતાની સાથે લઇ પાછી તેના ઓરડામાં ગઇ. હું તો ભયથી થરથર કંપતો હતો. રાજકુમારી-ને ત્યાં મારા જેવાં ઘણાં પાંજરાં હતાં, અને તેમાં કોયલ, ઢેલ, મોર, પોપટ, બુલબુલ વિગેરે ઘણાં પંખીઓ હતાં. તેણે મારે માટે હીરાનું સુંદર પાંજરૂં તૈયાર કરાવ્યું અને તેમાં મને બેસાડી બાગમાં ફરવા લઈ ગઈ.

પાંજરૂં મૂકી તે ઝરા ઉપર પાણી પીવા ગઈ, એટલે હું પાંજરામાંથી બહાર નીકળ્યો. જેવો હું બહાર આવ્યો તેવું જ એક વાઘ જેવું વિચિત્ર પ્રાણી મારા ઉપર ધસી આવ્યું અને મને ધક્કો માર્યો.

તરત જ હું તો પાછો અસલ માણસ બની ગયો. એ ભયંકર પ્રાણીને જોઇ ત્યાંના એક પર્વત ઉપર ચઢી ગયો, અને ત્યાંથી કયી દિશાએ નાસી છૂટવું એનો વિચાર કરવા લાગ્યો. એટલામાં ડુંગર

એવો હાલી ઉઠયો કે મારા પગ ધ્રુજવા લાગ્યા અને હું ઉપરથી ગબડયો તે નીચે ખીણમાં !

શું એ સરસ ખીણ ! એ ખીણની ઓથે મોટી ખાઇ હતી. તેને તીરે મોટાં મોટાં સુંદર ઝાડો ઉગેલાં હતાં ! જાણો છો એ શાનાં ઝાડ હતાં ? એ ઝાડ સોનારૂપાનાં હતાં. તેને હીરામાણેકનાં ફૂલો બેસતાં અને મોતી મણિનાં ફળો પાકતાં.

મારી મરજી ત્યાંથી સોનારૂપાનાં ફળફૂલ લેવાની થઇ, પણ રખે ને ખાઇમાં પડું તો ! ના રે ભાઇ, હું તો ત્યાંથી સીધો નાઠો અને એક ગુફામાં પેઠો.

પણ શું ચમત્કાર ! ગુફાના બારણામાં પેઠો, તેવી જ અંદર તો મોટી રાજસભા ! રાજા ગાદી પર બેઠો હતો ને પેલી રાજકુમારી જેણે મને પૂતળું બનાવ્યો હતો તે જ રાજકુમારી સોનાનું પિંજર લઇ રાજસભામાં રોતી રોતી ઉભી હતી, અને “ મારૂં પૂતળું ! મારૂં પૂતળું ! ” કહી બૂમ મારતી હતી.

તરત જ રાજાના સિપાઇઓએ આવીને મને પકડી લીધો અને રાજાજીના મ્હોં આગળ ઉભો કીધો.

રાજાજીએ મને પૂછયું: “ અરે ભાઇ ! તમને કાંઇ સરસ ગાયન આવડે છે ? ”

મેં કહ્યું: “ હા, પણ મારા ગળાને બંધ બેસતી સારંગી કે તંબુરો કાંઇ જોઇએ ને !

રાજાજી દિલગીર થઇને બોલ્યા: “ ભાઇ ! અમારા દેશમાં કોઈ

નાચવા આવાનો ધંધો કરતાં નથી એટલે હું સંગીતનો સાજ આણું ક્યાંથી ? પણ એમ ને એમ એક સુંદર ગીત સંભળાવો."

રાજાજીની દુઃખી હાલત જોઇ મેં ગાવું શરૂ કર્યું. હું બોલ્યો "સા–રી–ગ–મ–પ–ધ–નિ–સા."

મારૂં ગાયન બધાને એટલું ગમ્યું કે ન પૂછો વાત ! રાજાજીએ રાજી થઇ મને તેમનો હીરારત્નોનો નવસર હાર આપી દીધો. રાણીએ આપ્યાં તેનાં સોનાનાં કર્ણકૂલ. સભાસદોએ મારી પ્રસંશા કરી ફૂલે વધાવ્યો. રાજાજીએ તો ફરી મને એ જ ગાયન ગાવાની વિનંતિ કરી.

મેં ફરી ફરી તે ગાયન ગાઇ લોકોને ખુશ કર્યા.

રાજા બોલ્યો: "બાપુ ! બોલ, બોલ. તું મારી પાસે શું માગે છે ? હીરા, માણેક, રત્નો, મણિ કે મુક્તા ?"

મેં કહ્યું: "રાજાજી ! તમારે જે આપવું હોય તે આપજો, પણ હું આપને એક પ્રશ્ન પૂછું છું તેનો જવાબ આપો."

રાજા બોલ્યો: "ભાઇ ! તું એ જ પૂછે છે ને કે મારા રાજ્યમાં આટલી આટલી ધન દોલત છતાં મારાં કપડાં આવાં ભિખારીનાં જેવાં કેમ ? ખરૂં કેની ? ઠીક. હું તેનો જવાબ આપીશ. પણ તારે એક મારૂં કામ કરવું પડશે. આ મારો ડાબો હાથ અને ડાબો પગ જો."

એમ કહી તેણે મને તેના હાથ પગ બતાવ્યા અને કહ્યું: "એક ઋષીના શાપથી મારા આ હાથ પગ તદ્દન સોનાના થયા છે. તે પાછા માણસ જેવા કરી નાખવા માટે અહીંથી ખૂબ દૂર વનમાં

જા. એ જંગલમાં એક પાંચ ફળવાળું ઝાડ છે. ત્યાં જઈ તેના ઉપરથી સઘળાં ફળો તોડી લાવ. પણ યાદ રાખજે. ત્યાંના બીજાં કોઈ ફળ ફૂલને હાથ સરખો લગાડતો નહિ. જો તેમ થશે તો તરત જ આસપાસના રક્ષકો દોડી આવી તને ખાઇ જશે."

મેં પૂછ્યું: "વનમાં એ પાંચ ફળવાળું ઝાડ મારે શી રીતે શોધી કાઢવું ?"

રાજાજીએ કહ્યું: " સુવર્ણનો ચાંદ ! "

બસ, તે આગળ બોલવા જાય છે એટલામાં તેની બંને આંખો ફૂટી ગઇ. બંને કાન બહેરા થઇ ગયા, અને જીભ સજ્જડ થઈ ઠરી ગઇ ! મારી બીકનો તો પાર ન રહ્યો !

સુવર્ણ ચાંદ કયાં હશે એની શોધમાં હું આગળ ને આગળ ચાલ્યો. છ રાત ને છ દહાડા એમ ને એમ પસાર થયા. સાતમે દહાડે સવારે હું તે ભયંકર અરણ્યમાં આવી પહોંચ્યો. ત્યાં વનમાં એક ઠેકાણે સુંદર મૂર્તિ હતી અને તેની ઉપર લખ્યું હતું કે:-

'જાણીએ છીએ રે, જાણીએ છીએ,
ખરૂં કહું છું, અમે બધું જાણીએ છીએ.'

મને નવાઇ લાગી. શું આ મૂર્તિ બધું જાણતી હશે ? એ બધું શી રીતે જાણતી હશે ? બોલતી શી રીતે હશે ?

મને કાંઈ સમજણ ન પડી. હું ધીમે ધીમે તે મૂર્તિની પાસે ગયો અને તેને ધારી ધારીને જોવા લાગ્યો. મૂર્તિના પગ ઉપર સોનાનો

લાંબો કાંટો હતો. તે પકડીને મેં તો જોરથી આમ તેમ ખૂબ હલાવ્યો. તરત જ મૂર્તિને વાચા થઇ. મૂર્તિ બોલી:

"કોણ છો? કોણ છો? શું ચાહો છો? કયાં જાઓ છો?"

મેં કહ્યું: "બતાવો સર્વજ્ઞ પુરૂષ! પાંચ ફળનું ઝાડ કયાં છે?"

મૂર્તિ બોલી: "જો; મારી દક્ષિણ દિશા તરફ તારૂં મ્હોં રાખી ઉભો રહે, અને તારી બંને આંખો મીચી લે! પછી આંખો મીચીને સીધો ને સીધો ચાલ્યો જા. પાંચ ફળવાળું ઝાડ આવશે એટલે એની મેળે તારી આંખો ખુલી જશે. પણ જો અધવચ્ચે જ આંખો ઉઘાડી તો સર્વનાશ! ત્યાં ને ત્યાં જ તારી આંખો ફૂટી જશે! પાછા આવતી વખતે પણ એ જ પ્રમાણે આંખો મીચી પાછો અહીં આવજે."

મેં મારી બંને આંખો મીચી દક્ષિણ દિશાએ ચાલવા માંડયું.

એમ ને એમ ઘણા દિવસ અને ઘણી રાત વીતી ગઇ. છેવટે હું તે પાંચ ફળવાળા ઝાડની પાસે જઇ પહોંચ્યો. તે ક્ષણે જ મારી આંખ ખુલી ગઈ

મારી સામે રત્ન માણેકનાં સુંદર ફૂલોવાળું એક ઝાડ દેખાવા લાગ્યું. પણ પેલાં પાંચ ફળો કયાં? હું તો તે ફળોની શોધમાં આમથી તેમ ભટકવા લાગ્યો. ફળો શોધ્યાં પણ કશો પત્તો ન મળે!

છેવટે ભાણુ બુડયો; રાત પડી અને ઝાડની ઉપર સુંદર ચંદ્ર ઉગ્યો. ચંદ્રમાના પ્રકાશમાં તે પાંચ ફળો મારી નજરે પડયાં. મેં તોડી લીધાં અને તરત આંખો મીચી પાછા ચાલવા માંડયું.

ચાલતાં ચાલતાં છેક લાંબી મજલ કાપી હું પેલી મૂર્તિની પાસે પહોંચ્યો.

મને જોઇ મૂર્તિવાળો પુરૂષ બોલ્યોઃ "કેમ; ફળો મળ્યાં? જા, આ પાંચે ફળોથી તું જેને માટે એ ફળો લેવા આવ્યો છે તેના સઘળા રોગો સારા થશે, અને તેના બદલામાં તું ઘણી સુંદર બક્ષિસ મેળવીશ. પણ સબુર, એક કામ કર. મને નદીના પાણીમાં નાખતો જા. જે દિવસે મારા વિધાતાએ મને બનાવ્યો તે દિવસે તેણે મને કહ્યું હતું કે જ્યાંસુધી પાંચ ફળો શોધવાને માટે કોઈ અહીં આવે ત્યાં સુધી અહીં ઉભો રહે. જ્યારે પાંચ ફળોને શોધતો એક સુંદર કુમાર અત્રે આવશે અને પાંચ ફળો શોધી કાઢશે એટલે પછી તે જ તને નદીના પાણીમાં નાંખી દેશે. પછી તારો ઉદ્ધાર થઇ જશે. માટે ભાઇ, મને નદીમાં નાખતો જા!"

બોલતા બોલતામાં ત્યાં નદી ઉત્પન્ન થઇ ગઇ. ધો–ધો કરતું પાણી વહેતું મારી નજરે પડયું. તેમાં સુંદર રંગનાં માછલાંઓ પણ તરતાં જણાયાં. મૂર્તિ તો છેક નદી કિનારે આવીને ઉભી રહી.

મેં તેને ધક્કો મારી પાણીમાં પધરાવી દીધી.

મૂર્તિનું આમ છેવટ આણી હું પાંચ ફળો લઈને રાજાજીની પાસે આવ્યો.

હું ગયો તે વખતે રાજા જેવી હાલતમાં બેઠા હતા તેવા ને તેવા જ હજી સુધી કાયમ હતા. મેં પહેલું ફળ તેમના પગને લગાડયું, બીજું હાથને લગાડયું, ત્રીજું આંખોને લગાડયું, ચોથું કાનોને લગાડયું અને પાંચમું જીભને અડકાડયું. તરત જ તે ફળો અલોપ બની ગયાં; અને રાજા સાહેબ તો સાજાતાજા થઈને ઉભા રહ્યા!

રાજાજીએ મને કહ્યું, "ભાઇ, મારી વાત હજી અધુરી રહી છે. હવે મારે તને સંભળાવવી જોઇએ. ઠીક, સાંભળ. હું અને તારો બાપ બંને સગા ભાઇઓ થઇએ. પણ તારા બાપને હાથે મારૂં એક વાર સખત અપમાન થયું હતું. તે પરથી મેં તેને દૂર દેશમાં હાંકી કાઢયો હતો, અને રાજગાદી પચાવી પાડી હતી. તારા બાપને મેં રસ્તાનો ભીખારી બનાવી દીધો હતો તેથી તેની યાદમાં મેં પણ ભીખારી જેવાં કપડાં પહેરવા માંડયાં. પણ હવે મારી પાછળ કોઈ વંશ વારસ નથી, જેથી આ રાજ ફરી તને સોંપવાનો વખત આવ્યો. છે. તારા બાપ જીવતા હોત તો તારાથી આ દેશના ધારા પ્રમાણે ગાદી પર બેસી શકાત નહિ. વળી તારા બાપનું આયુષ્ય પણ આવી રહ્યું હતું. એટલે મેં જ તેને નદીમાંથી હાથ બહાર કાઢી પાણીમાં ખેંચી લીધો! પછી હું જ ભીખારી થઈને તારી પાસે આવ્યો અને તારી પરીક્ષા કરી. તેં મને દયા આણી એક પૈસો આપ્યો હતો. પણ હું તો તને મારૂં આખું રાજ—આખી દુનિયા—એક પૈસામાં આપી દઉં છું! વત્સ! જળદેવીનું રૂપ પણ મેં જ ધારણ કરેલું હતું. હું મોટો જાદુગર છું, અને જાદુના જોરથી હું ઘણાં ઘણાં અદ્દભુત કામો કરૂં છું."

હું આ સાંભળી કાંઈ બોલવા જતો હતો પણ રાજાજી બોલ્યા, "નહિ, કાંઈ નહિ. તારે એક શબ્દ પણ બોલવો નહિ. જા, તું આવ્યો હતો ત્યાં ચાલ્યો જા. લે, આ મારા તાજમાંનો હીરો લઈ જા. તે લઈને તું નદીના પાણીમાં નાખીશ એટલે તને તારા બાપ પાછા મળશે. પણ એ તને એકલાને જ દેખાશે. લોકો તો તેમને મરી ગયેલા જ ધારશે."

એમ કહી તેમણે મને તેમના તાજમાંનો હીરો આપ્યો. રાણી માતાએ રત્નહાર આપ્યો. રાજકુમારી પેલું સોનાનું પાંજરૂ લઇ આવી અને મને તે આપી દીધું.



રાજાજીએ એક અંજલિ ભરી પાણી રાજકુમારી ઉપર છાંટયું કે તરત જ કુમારી પુરૂષના રૂપમાં ફેરવાઇ ગઇ.

અમે બંને ત્યાંથી ફરી અમારે ગામ આવવા નીકળ્યાં. રસ્તામાં આ વખતે અમને એટલું બધું દુખ પડયું કે ન પૂછો વાત.

ઘણો વખત અમે જંગલમાં રખડતાં ફર્યાં પણ અમને રસ્તો ન જડયો. છેવટે અમે આંખો મીચીને જ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં ઘણો વખત ગયો ત્યારે અમે એક પહાડ ઉપર જઈ પહોંચ્યાં.

એટલામાં અચાનક મારે પગે એક લોખંડનો જોડો અથડાયો. મેં તે તરફ જોયું તેવો જ તેમાંથી અવાજ આવ્યો.

"હું છું! હું છું!"

મેં પૂછયું: "તમે કોણ? તમે કોણ છો? અને અહીં શા માટે પડયા છો?"

ફરી અવાજ આવ્યો: "હું બહુ કામની વસ્તુ છું. મને લઇ લો અને તમારી પાસે રાખો. તમારી જે ઇચ્છા હશે તે બધી પરિપૂર્ણ કરીશ. ભૂતકાળની અને ભવિષ્યકાળની બધી બીનાઓ તમે જાણી શકશો. મને પગમાં પહેરશો એટલે તમને દિવ્ય આંખો મળશે. તે વડે જે જોવું હોય તે બધું જોઇ શકાશે. જે મેળવવું હોય તે સઘળું મળી શકશે. તમે મારાથી સુખી થશો."

મેં જોડો પગમાં પહેરી લીધો અને ચાલવા માંડયું! ચાલતાં ચાલતાં જે નદી ઉપર અમે બેઠા હતા અને મારા બાપને નદીએ પાણીમાં ખેંચી લીધા હતા, તે નદીની ભેખડ પાસે આવીને હું અટકયો. તે જગા તદન નિર્જન હતી. ચારે બાજુથી ધૂળ ઉડતી હતી, એટલે મારી આંખોમાં ધૂળ ઉડતાં મેં આંખો બંધ કરી દીધી. પછી આંખો ઉઘાડું છું, ત્યાં તો મારી સામે એક ખૂબ જબરો પુરુષ ઉભેલો મેં જોયો.



તેણે મને કહ્યું, "વત્સ! મેં તને આપેલો હીરો નદીમાં નાખી દે."

મેં તેમ કર્યું. તરત જ નદીમાંથી મારા પિતા મારી પાસે દોડી આવ્યા. પેલા માણસે એક અંજલિ ભરી પાણી લઇ મારી સાથેની પુરુષ રૂપધારી રાજકુમારી ઉપર છાટ્યું કે તરત તે અદૃષ્ય થઇ ગઈ.

તે મોટા પુરુષે ફરી બોલવા માંડયું. “ભાઇ! તારી સાથે જે રાજકુમારીને મેં મોકલી હતી તે પણ હું પોતે જ હતો. રાણી માતા પણ મારૂં રૂપ હતું. પેલી મૂર્તિ પણ હું પોતે છું; અને તને જડેલા જોડાઓ પણ મેં જ બનાવ્યા છે.” એમ કહી તેણે એક બીજી અંજલિ છાંટી કે તરત જ નદીના પાણીમાંથી મારી વહાલી માતા બહાર આવી.

વળી તે મોટા પુરૂષે કહ્યું: “ભાઇ! હવે મારો અંત કાળ પાસે આવ્યો છે. તારી પ્રમાણિકતા અને દયાથી હું પ્રસન્ન થઇ ગયો છું; અને તેથી જ મેં તને

## એક પૈસામાં આખી દુનિયા

આપી દીધી છે. હવે કૃપા કરીને મને આ નદીમાં નાખી દે કે મારો ઉદ્ધાર થઇ જાય!”

મેં તેમ કર્યું. પછી તરત જ પાછી અમને ઉંઘ આવી ગઇ.

બીજે દહાડે મારી આંખ ખુલી. અહા! આ વખતે હું કોણ હતો?

વિલાસપુરના દરબારમાં આજે મારી આણ ફરી રહી હતી. દરબાર ભરાયો હતો. છડીદારો મારા નામની નેકી પોકારતા હતા અને ચમ્મરો ઢાળતા હતા. હું આખી દુનિયાનો રાજા હતો. મેં દયા કરીને ભિખારીને એક પૈસો આપ્યો તેના બદલામાં દેવે મને બધું રાજ આપી દીધું અને સુખી કર્યો. બાલમિત્રો! તમે પણ

મારા જેવા સાચા થશો તો તમને પણ ઈશ્વર એવો જ લાભ આપશે. માટે સાચા થાઓ અને ગીતડાં ગાઓ કે:—

સાચે આ સંસાર ટકયો છે સાચે દુનિયા ચાલે,
સત્ય-સુરજ પ્રકટે નભપટમાં સત્યે તરૂવર ફાલે.
સત્યે લક્ષ્મી, સત્યે વિદ્યા, સત્યે યશ જય આવે,
સત્ય ચૂકતાં બાળ નઠારાં કદી ન જગને ભાવે.
સાચવડે સરિતાનાં પાણી વહે, ન આંચ જ આવે,
સત ઘટતાં સૃષ્ટીપર ઈશ્વર વર્ષા નહિ વરસાવે.
સત નાણું સંઘરવા સઘળાં હૃદયપટારો ખોલો,
ચલો! ચલો! બાલકડાં સર્વે સત્યતણી જય બોલો!

* *
*

# બ્રાહ્મણનું ભાગ્ય

એક હતો બ્રાહ્મણ. તે બહુ જ ગરીબ. ઘરમાં એક દિવસનું ય ખાવાનું ન મળે. કોઇ કોઇ વાર તો સાવ ભૂખ્યા જ રહેવું પડતું. એક વાર બ્રાહ્મણીએ કહ્યું, "આમ ભૂખ્યાં તે ક્યાં સુધી રહેવાય? બીજે ગામ જઇને પૈસા મળે એવો ધંધો કરો."

બ્રાહ્મણ કહે, ઠીક. એમ કહી બીજે ગામ જવા નીકળ્યો.

રસ્તામાં એક મહાદેવનું દેરૂં આવ્યું. બ્રાહ્મણ ત્યાં જઈ બેઠો. ત્યાં શંકર ને પાર્વતીજી સોગઠે રમતાં હતાં. રમી રહ્યાં એટલે પાર્વતીજીએ બ્રાહ્મણને પૂછ્યું, " કહો મહારાજ! કોણ જીત્યું ને કોણ હાર્યું?"

બ્રાહ્મણે વિચાર્યું કે પાર્વતી જીત્યાં એમ કહીશ તો મને કાંઇક આપશે.

બ્રાહ્મણે કહ્યું–" માતાજી, તમે જીત્યાં ને શંકર હાર્યા."

આ સાંભળી પાર્વતી ખૂબ પ્રસન્ન થયાં ને કાનમાંથી હીરા માણેક જડેલી ઝાલ કાઢીને બ્રાહ્મણને આપી.

બ્રાહ્મણ તો ઝાલ લઈ ખુશ થતો થતો ઘર તરફ ચાલ્યો. એને થયું કે મારી બે ત્રણ પેઢી ધરાઇને ખાય તો ય ખૂટે નહિ.

એટલો પૈસો આ ઝાલમાંથી આવશે જ, આવશે. મારી સ્ત્રી આ ઝાલ જોઈ રાજીના રેડ થઇ જશે.

આ પ્રમાણે વિચાર કરતો જાય છે ત્યાં એક નદી આવી. બ્રાહ્મણને તરશ લાગેલી એટલે તે પાણી પીવા ગયો. પણ પાણી પીવું શી રીતે ? ઝાલ કાંઠે મૂકે તેને સમડી ઉપાડી જાય તો ? છેવટે બ્રાહ્મણ ઝાલ હાથમાં રાખીને નદીમાં ઉતર્યો ને પાણી પીવા માંડયું. પાણી પીતાં બન્યું પણ એવું કે ઝાલ હાથમાંથી સરી પડયું અને એક મોટું માછલું તે ગળી ગયું !

બ્રાહ્મણ તો બિચારો નિરાશ થઇ ગયો અને ઘેર ગયો. ત્યાં તો તેની સ્ત્રી એકદમ દોડતી તેની પાસે આવી. પૂછવા લાગી કે શું લાવ્યા ?

બ્રાહ્મણ કહેઃ "એક એવી સરસ ઝાલ લાવ્યો હતો કે બસ. પણ શું કરૂં ? હાથમાંથી પાણીમાં પડી ગઇ, અને એક માછલું ગળી ગયું!"

બ્રાહ્મણી કહે, "લાવ્યા જ નહિ હો એટલે પછી એમ જ કહોને?"

બ્રાહ્મણે બધી બનેલી વાત કરી અને પછી પાછો બીજે દિવસે દેવળમાં જઈને બેઠો. આ વખતે પણ શંકર પાર્વતી રમતાં હતાં. રમી રહ્યાં એટલે વળી પાછો પાર્વતીજીનો એનો એ જ સવાલ કે, "કહો મહારાજ, કોણ જીત્યું ને કોણ હાર્યું ?"

બ્રાહ્મણ કહે–"માતાજી, તમે જીત્યાં ને શંકર હાર્યા !"

પાર્વતીજીએ આજ પાંચ રત્નો આપ્યાં. તે લઈ બ્રાહ્મણ ઘેર આવ્યો ને ચુલા પાસે એક છાલીયામાં મૂકયાં. તેની સ્ત્રી પાણી ભરવા ગઇ હતી.



બ્રાહ્મણનું ભાગ્ય.

આ વખતે પણ શંકર પાર્વતી રમતાં હતાં. [પાન ૬૦]

બ્રાહ્મણના મનમાં તો એમ થતું હતું કે ક્યારે આવે ને ક્યારે દેખાડું ? કાલ તો ખોટું માનતી હતી. પણ આજ તો સાચું માનશે ને ?

ત્યાં એક પાડોશણ દેવતા લઇને પાછી વળી. કાંઇક ચળકાટ કરતું તેની નજરે પડયું. પાસે જઇને જુએ ત્યાં તો રતન. પાડોશણ તે ઉપાડીને ચાલતી થઇ !

બ્રાહ્મણી આવી એટલે બ્રાહ્મણ તો ઉતાવળો ઉતાવળો ઘરમાં ગયો. જુએ છે તો રતન ન મળે. બિચારો નિરાશ થઇ ગયો.

બ્રાહ્મણી કહે, "કાં ? આમ કેમ ? હમણાં તો હરખાતા હતા, ને ઘડીકમાં કેમ મોઢું પડી ગયું ?"

બ્રાહ્મણ કહે, "તું માનીશ નહિ, પણ મેં પાંચ રતન લાવીને હમણાં છાલીયામાં મૂકયાં હતાં. કોણ જાણે કોણ લઇ ગયું."

ત્રીજે દિવસે બ્રાહ્મણ દેવળમાં જઇ બેઠો.

પાર્વતીજીને થયું કે આ બ્રાહ્મણને લોભ લાગ્યો છે.

શંકર પાર્વતીજી રમવા બેઠાં. પાર્વતીજીએ પૂછ્યું; "કહો મહારાજ ! કોણ જીત્યું ને કોણ હાર્યું ?"

બ્રાહ્મણ કહે, "માતાજી, તમે જીત્યાં ને શંકર હાર્યા."

પાર્વતીજીએ ખુશી થઇ પોતાની ડોકમાંથી હીરાનો હાર કાઢી બ્રાહ્મણને આપ્યો.

બ્રાહ્મણ તો હરખાતો હરખાતો ચાલ્યો. રસ્તામાં એક સમડીએ ઝડપ મારી હાર લઇ લીધો! બ્રાહ્મણ તો જોઇ રહ્યો ને સમડી હાર લઇ ગઈ! બ્રાહ્મણ વીલે મોઢે ઘેર આવ્યો. બ્રાહ્મણીને કહ્યું, "આજ તો એવો સરસ હાર આવ્યો હતો કે તું જોઇને ખુશ જ થઇ જાય. પણ રસ્તામાંથી સમડી ઝડપી ગઇ."

ચોથે દિવસે બ્રાહ્મણ પાછો દેવળમાં જઇ બેઠો. પાર્વતી કહે, "મહારાજ, કેમ આવ્યા ?"

બ્રાહ્મણ કહે, "માતાજી, તમે ઝાલ આપી તે પાણીમાં પડી, રતન કોક લઈ ગયું, અને હાર સમડી લઇ ગઇ. હું તો ભિખારી રહ્યો."

વળી શંકર ને પાર્વતી રમવા બેઠાં. રમી રહ્યા એટલે પાર્વતી જીએ બ્રાહ્મણને પૂછ્યું. "કહો મહારાજ, કોણ જીત્યું ?"

બ્રાહ્મણ કહે, "માતાજી, તમે જીત્યાં." પાર્વતીજીએ ખુશી થઇ એક પોલી લાકડીમાં હીરા, માણેક, મોતી, સોના મહોર વગેરે ભરીને આપ્યાં ને કહ્યું, "લે આ લાકડી. એની અંદર તારી સાત પેઢી સુધી ન ખૂટે એટલું ધન છે. લાકડી કોઇ લઇ ન જાય એ સાચવજે."

બ્રાહ્મણ આજ તો ખૂબ રાજી થયો અને ઘેર આવવા નીકળ્યો. આઘેરોક જાય ત્યાં ગાયોનું ધણ મળ્યું. ગાયો આડી અવળી જતી હતી. ગોવાળ પાસે લાકડી ન હોવાથી તેણે બ્રાહ્મણને કહ્યું, "કાકા, જરાક તમારી લાકડી આપો ને. ગાયો વાળીને હમણાં આપીશ."

બ્રાહ્મણ તો વિચારમાં પડી ગયો કે લાકડીની ના પડાય નહિ, કારણ ગોવાળ ઓળખીતો હતો. એક વાર આપ્યા પછી પાછી મગાય

નહિ. માગે તો ગોવાળને વહેમ પડે કે લાકડીમાં કાંઇક હશે, એટલે એ પાછી આપે પણ નહિ. એમ વિચાર કરે છે ત્યાં તો ગોવાળે કહ્યું, " કાકા, લાવો ને. એમાં તે વિચાર શું કરો છો ? તમારે ઘરે આવીને આપી જઇશ." એમ કહેતાકને ગોવાળે હાથમાંથી લાકડી લઇ લીધી. બ્રાહ્મણ તો મોઢું વકાસી ઉભો જ રહ્યો.

બ્રાહ્મણ ઘેર આવ્યો. બ્રાહ્મણીને બધી વાત કરી. બ્રાહ્મણી કહે, "રોજ રોજ કોણ લઇ જાય ? તમે ખોટું બોલો છો."

બ્રાહ્મણ બિચારો મુંગો જ રહ્યો. કોની પાસે સાચ કરાવવું ?

પાંચમે દિવસે બ્રાહ્મણ વળી દેવળમાં જઈ બેઠો. શંકર પાર્વતી રમી રહ્યાં એટલે પાર્વતીજીએ પૂછ્યું, "કહો મહારાજ, કોણ જીત્યું ? "

બ્રાહ્મણે વિચાર કર્યો કે આજે તો શંકર જીત્યા એમ કહેવું. પાર્વતીજી રોજ આપે છે ને રોજ કોક લઈ જાય છે. નાહક ખોઉં છું. જીતે છે તો શંકર.

બ્રાહ્મણ કહે, "માતાજી, આજ તો તમે હાર્યાં ને પિતાજી જીત્યા."

આ સાંભળી શંકર હસવા લાગ્યા ને કહ્યું, " મારી પાસે કાંઇ નથી કે હું તને આપીશ. પાર્વતી તો જગદમ્બાનો અવતાર ગણાય, એટલે એની પાસે બધું હોય. મારી પાસે તો આ ભભુતી છે."

પાર્વતીને બ્રાહ્મણની દયા આવી. તેણે શંકરને કહ્યું, " મહારાજ, એમ ન થાય. બિચારાને કાંઇક આપો. મારૂં આપેલું તો એની પાસે કાંઇ નથી."

શંકરે જટા છોડી. તેમાંથી બે દોકડા નીકળ્યા. તે બ્રાહ્મણને આપ્યા, ને કહ્યું કે, " આ દોકડાનું ગામમાં પેસતાં પહેલું જે મળે તે લેજે. પછી ગમે તે હોય."

બ્રાહ્મણ કહે, " ઠીક. "

બ્રાહ્મણ દોકડા લઈને ચાલ્યો. ચાલ્યો તો ખરો પણ મનમાં એમ થતું હતું કે અરેરે ! શંકરે તો બે દોકડા જ આપ્યા.

બ્રાહ્મણ દોકડા લઈ જેવો દરવાજામાં પેઠો કે સામો માછલાં વેચનાર મળ્યો. બ્રાહ્મણે વિચાર કર્યો કે શું કરવું ? મારાથી કાંઇ માછલું લેવાય ? પણ શંકરે તો કહ્યું છે કે જે મળે તે લેજે.

તેણે માછલાવાળાને પૂછયું, "ભાઇ, આ માછલાનું શું લેવું ?"

માછલાંવાળાએ કહ્યું, "બે દોકડા."

બ્રાહ્મણે બે દોકડા આપી માછલું લીધું. ઘેર આવી બ્રાહ્મણીને કહે: "મને તો શંકરે બે દોકડા આપ્યા હતા ને જે પહેલું મળે તે લેવાનું કહ્યું હતું, માટે આ માછલું લાવ્યો છું."

બ્રાહ્મણી કહે, "અરરરરર ! આપણા ઘરમાં તે માછલું હોય ? આપણે શું કરીએ ? નાખી દો ખોરડા ઉપર.'

માછલું ખોરડા ઉપર નાખ્યું. થોડી વાર થઈ ત્યાં કાગડાઓ આવી માછલાને ઠોલવા લાગ્યા. ઠોલતાં ઠોલતાં તેમાંથી ઝાલ નીકળી નીચે પડી. બ્રાહ્મણ બહાર આવી જુએ તો નેવા નીચે ઝાલ પડેલી ! હરખમાં ને હરખમાં એણે બૂમ પાડી કે, ઝાલ, ઝાલ, ઝાલ !

બ્રાહ્મણી આવીને જુએ છે તો તેણે ઝાલ જોઇ.

બ્રાહ્મણે કહ્યું, "આ જ માછલું ઝાલ ગળી ગયું હશે."

ઝાલ, ઝાલ એ શબ્દ પાડોશણે સાંભળ્યો. તેને લાગ્યું કે મેં તેનાં રતનો ચોરી લીધાં તેની આજે તેને ખબર પડી લાગે છે, ને તેથી મને ઝાલવા–પકડવા–કહે છે.

તરત પાડોશણે આવીને કહ્યું, " અરે ભાઇ, લે તારાં રતન. મને પકડીશ નહિ. હું ફજેત થઇશ. "

બ્રાહ્મણ કહે; "ઠીક થયું. એની મેળે રતન પણ આવ્યાં."

બ્રાહ્મણીને લાગ્યું કે રોજ વાત તો સાચી કરતા.

ત્રણ ચાર દિવસ થયા ત્યાં તો ફળીયાના લીંબડા ઉપર કાંઇ ચળકતું હોય તેવું લાગ્યું. બ્રાહ્મણે ઉપર ચડીને જોયું તો પાર્વતીએ આપેલો હાર હતો. સમળીને સરપ મળી ગયો એટલે હાર પડતો મૂકી સરપ લઈ ઉડી ગઈ.

બ્રાહ્મણ હવે તો પૈસાવાળો થયો. મોટી મોટી હવેલીયો ચણાવી. વાસ્તુ કરવા માટે મોટા મોટા વિદ્વાન બ્રાહ્મણોને તેડાવ્યા. ધામધુમથી વાસ્તુ કર્યું ને ઝાંપે ચોખા મૂક્યા.

પેલા ભરવાડને ખબર પડી કે બ્રાહ્મણને ત્યાં આજ જમવાનું છે, એટલે લાકડી લઈને આપવા ગયો. લાકડી અપાશે ને વળી કાંઈક મળશે એ લાલચે ગયો.

બ્રાહ્મણને ઘેર જઇ ભરવાડે કહ્યું, " કાકા, લો તમારી લાકડી."

બ્રાહ્મણ કહે, "સારૂં કર્યું. ભલે આવ્યો ભાઇ. મને તો લાકડી સાંભરતી ય નહોતી."

પછી બ્રાહ્મણે બ્રાહ્મણીને કહ્યું, "સાંભળે છે કે, એ આને તાસ ભરીને લાડવા આપ. આપણો જૂનો ભરવાડ છે."

ભરવાડ કહે, "આપણું તો કામ પાકી ગયું. આવ્યો તો લાડવા મળ્યા."

બ્રાહ્મણને તો ખબર જ હતી કે લાડવા કરતાં લાકડીની કીંમત વધારે છે. આવી રીતે બ્રાહ્મણનું નસીબ ઉઘડયું ત્યારે એની મેળે જ બધું આવી મળ્યું. પછી તો બ્રાહ્મણ સુખ શાંતિથી રહેવા લાગ્યો.

*　*
*

# ભાવિક બ્રાહ્મણ

બહુ જૂના વખતની વાત છે. એક નગરમાં એક ભલો બ્રાહ્મણ વસતો હતો. આ બ્રાહ્મણ બહુ ભાવિક અને શ્રદ્ધાવાન હતો. પોતાને કુટુંબ વસ્તાર નહોતો, પણ દરરોજ દિવસનો ઘણો ખરો ભાગ ઈશ્વર ભક્તિમાં ગાળતો, અને બાકીનો વખત આનંદમાં નિર્ગમન કરતો.

તેના પૂજાગૃહમાં જુદી જુદી જાતના દેવોની મૂર્તિઓ હતી. બ્રહ્મા, વિષ્ણુ, લક્ષ્મી, પાર્વતી, રામ, હનુમાન, શંકર વગેરે ઘણા ખરા મુખ્ય દેવો અને દેવીઓ ત્યાં હતાં. બ્રાહ્મણ ખરા ભાવથી સેવા કરે અને દેવમંડળને ભોગ ધરાવી પછી પોતે પ્રસાદ આરોગે.

એક દિવસ તેને એવો વિચાર આવ્યો કે આ બધા દેવોમાં સૌથી સમર્થ કોણ? રોજ એકાંતમાં આ પ્રશ્નનો ઉત્તર શોધવા બ્રાહ્મણ પોતાની મગજશક્તિનો ઉપયોગ કરતો, પરંતુ તેને કંઇ નિર્ણય જડતો નહિ.

આખરે તે ઘરનો ત્યાગ કરી જંગલમાં ગયો અને ત્યાં એક કઠીયારાને પોતાની ચિંતાનો વિષય કહ્યો.

કઠીયારાએ જાણ્યું કે આ કોઇ જબરો મૂર્ખ છે. તેણે ટોળથી કહ્યું કે બધી મૂર્તિઓને હથોડાવતી ટીપતાં જે સલામત રહે તે સર્વથી વિશેષ શક્તિમાન જાણવી!

બ્રાહ્મણ ખુશ થતો થતો ઘેર આવ્યો. તેણે એક લોખંડના મોટા હથોડાવતી મૂર્તિઓને ટીપવા લીધી. તેની સ્ત્રી અચંબો પામી અને પોતાના પતિને આવો અનર્થ કરતાં વારવાનો પ્રયત્ન કર્યો. પણ બ્રાહ્મણે તો પોતાનું કસોટીનું કામ ચાલુ જ રાખ્યું.

ઘણી ખરી મૂર્તિઓ ભાગીને કટકા થઈ ગઇ. છેવટે એક કાંસાની શ્રી કૃષ્ણની મૂર્તિ કસોટીમાંથી પાર ઉતરી. બ્રાહ્મણે જાણ્યું કે આ દેવ સર્વ શકિતમાન છે. તે પરથી બીજા દેવોને કુવામાં પધરાવી માત્ર શ્રી કૃષ્ણની એકલી મૂર્તિની તેણે અનન્ય ભાવે ભકિત કરવા માંડી.

તે રોજ શ્રી કૃષ્ણને ભોગ ધરાવે અને શુદ્ધ હૃદયથી ભજન કીર્તન કરી ભગવાનને રીઝવે. ઘણો ખરો વખત આંખો બંધ કરી મન એકાગ્ર કરી પ્રભુનું ચિંતવન કરે. એક દિવસ તેને માલુમ પડયું કે પોતાની વિનંતિ સ્વીકારી શ્રી કૃષ્ણ ભોગ આરોગે છે. આથી તેનો ભકિતભાવ વધારે બળવાન થયો અને વધારે પ્રેમથી તેણે શ્રી કૃષ્ણજીની પૂજા ચાલુ રાખી. પણ એક દિવસ તેની અજાયબીની વચ્ચે તેને માલમ પડયું કે જે ભોગ તે ધરાવે છે તે તો ઉંદર તાણી જાય છે અને શ્રી કૃષ્ણજીના પેટમાં તો કંઇ જ જતું નથી!

આ પરથી તેને લાગ્યું કે કઠીયારાની વાત ખોટી હોવી જોઇએ. સર્વથી વિશેષ બળવાન તો ઉંદર છે. એથી એક ઉંદરને પકડી રાખી બ્રાહ્મણે તેની રોજ ભકિત કરવા માંડી.

બ્રાહ્મણીને લાગ્યું કે તેના પતિને ગાંડપણ લાગ્યું છે, પણ તેનો ઉપાય નહોતો. બ્રાહ્મણે તો પૂજાગૃહમાંથી શ્રી કૃષ્ણજીને બાતલ કરી ઉંદરદેવને પધરાવી તેમની સેવા આરંભી.




ભાવિક બ્રાહ્મણ.

પોતાની સ્ત્રીને...પૂજાગૃહમાં પધરાવી...પૂજા આરંભી. [ પાન ૬૯ ]

એક દિવસ બિલાડીએ ઉંદર પર તરાપ મારી તેનો ભક્ષ કરી ગઈ. બ્રાહ્મણની વિસ્મયતા વધી. તેને લાગ્યું કે સર્વથી વિશેષ સમર્થ ઉંદર નહિ પણ બિલાડી. પછી તો બિલાડીદેવની સેવા શરૂ કરી. બિલાડીને રોજ દૂધ પાય અને મેવો ધરાવે. બિલાડી તો ખાઇ પી મતવાલી થઈ.

ઘરમાં ગાય હતી તેનું દૂધ બિલાડીને મળતું અને બ્રાહ્મણ પોતાને અને તેની સ્ત્રીને માટે બહુ થોડો ભાગ રાખતો. આથી બ્રાહ્મણપત્ની અકળાઈ. બિલાડીને જોઈ તેને એક દિવસ ગુસ્સો આવ્યો અને શાક સમું કરતાં તેની ભણી છરી ફેંકી. બિલાડીને આ છરી ગળામાં વાગતાં તે તો તર્ત જ રામશરણ થઈ ગઈ.

બ્રાહ્મણે ઘેર આવી તપાસ કરતાં માલમ પડયું કે પોતાની સ્ત્રીએ છરી મારી બિલાડીને મારી. આથી તેને લાગ્યું કે સર્વથી વિશેષ શકિતમાન બિલાડી નહિ પણ મારી સ્ત્રી જ હોવી જોઇએ, કારણ કે તેમ ન હોય તો તેની સ્ત્રીથી બિલાડીદેવ મરે જ કેમ ?

તેણે શાંતિથી વિચાર કર્યો અને દૃઢ માન્યતા થઇ કે તેની સ્ત્રી જ સર્વ શકિતમાન છે. એ પરથી તેણે તુર્ત જ પોતાની સ્ત્રીને ઉંચકી પૂજાગૃહમાં પધરાવી અને તેને હાર પહેરાવી, કંકુ નાખી નૈવેદ્ય ધરાવી નિયમ પ્રમાણે પૂજા આરંભી.

બ્રાહ્મણી આ વિચિત્રતાથી શરમાઇ ગઈ, અને કોઈ જોશે તો મશ્કરી કરશે એ બીકે નાસવા લાગી.

બ્રાહ્મણની પૂજામાં આથી વિક્ષેપ પડતો હોવાથી આવેશમાં તેણે તેની સ્ત્રીને એક તમાચો ચોઢી દીધો. સ્ત્રી આથી બેભાન થઇ

ધરણી પર ઢળી પડી. બ્રાહ્મણને પસ્તાવો થયો. તેની સ્ત્રી પર જળ છાંટી તેને ભાનમાં આણી તેની ક્ષમા યાચવા લાગ્યો.

પણ આ અનુભવથી તેની માન્યતાપર વિશેષ પ્રકાશ પડયો. તેને લાગ્યું કે જો તેની સ્ત્રી સર્વથી મહાન સમર્થ હોત તો પોતાના તમાચાથી તે ભાન વગરની કેમ થાય? માટે તેની સ્ત્રી કરતાં પોતાનું સામર્થ્ય વિશેષ છે. અને જગતમાં જો કોઇ પૂજવા યોગ્ય હોય તો પોતે જ છે.

એ પરથી સેવાસદનમાંથી સ્ત્રીનો બહિષ્કાર કરી બ્રાહ્મણ આત્મચિંતવન કરવા લાગ્યો. આથી તેનો આત્મશકિતપર વિશ્વાસ વધ્યો અને પૃથ્વી પર સર્વથી અધિક સમર્થ આત્મ તત્ત્વ છે, એવી તેની ખાતરી થતાં જ જગતના નિર્બળ બંધનોથી, અને માયાની વિચિત્ર જંજાળોમાંથી તે મુકત થયો.

બ્રાહ્મણના ગાંડાઇભરેલા વિચિત્ર અનુભવોનું કેવું સારૂં પરિણામ! પણ તેનું એક જ કારણ–તેના અંતરની શુદ્ધતા અને મનની નિર્મળતા. પવિત્ર અને નિર્મળ અંતઃકરણથી આરંભેલું કામ હમેશાં વિજય પામે છે. જે કાર્યમાં મલિનતા છે તેનો વિનાશ જ થાય છે.

*  *
*

# ભલો

એક હતો ભલો. બધા એને ભલાભાઈ કહેતા. ભલો સાચો ભલો હતો. જેને જે જોઈએ તે આપે. કોઈનું મન ન દુઃખવે. જ્યાં જરૂર પડે ત્યાં દોડીને જાય ને મદદ કરે.

એક વાર ભલાભાઈને થયું, ચાલ ને દુનિયા જોવા નીકળું ? કેવડી લાંબી ટૂંકી છે !

ભલાભાઈ દુનિયા જોવા નીકળી પડ્યા.

ચાલતાં ચાલતાં એક ગામમાં આવ્યા. લોકો બધા એકઠા મળ્યા હતા ને તમાશો જોતા હતા. બધા ખીખી હસતા હતા ને વખતે વખતે કુદતા હતા.

ભલાભાઈને કૌતુક થયું. ચાલ ને જોઉં તો ખરો કે આ બધા શું જુએ છે ?

જઈને જુએ ત્યાં તો ચારે કોર માણસો કુંડાળું વળીને ઉભા છે ને વચમાં ઉંદર નાચે છે. એક જણ એને નચાવે છે. ઉંદરને ગળે દોરી બાંધી છે. જેમ ખેંચે એમ એને નાચવું પડે છે.

ભલો તો ભલો ખરો ને ? એને થયું લાવ ને, આ ઉંદરને આ પીડામાંથી છોડાવું.

ભલો લોકોને કહેઃ "ભાઇ છોડી દો ને એને. નાહકના દુઃખ શાને દો છો ?"

લોકો કહે, "એવી દયા આવતી હોય તો રૂપીયા સો આપી દે એટલે છોડીએ."

ભલાભાઈએ તો કોથળી કાઢી એમાંથી સો રૂપીયા ગણી આલ્યા.

ઉંદરને લોકોએ છૂટો કર્યો એટલે ભલાભાઈની પાસે આવ્યો. કંઇક વાત કરતો હોય એમ કહીને ચાલી ગયો.

ભલાભાઇ તો દુનિયા જોવા આગળ ચાલ્યા.

ચાલતાં ચાલતાં એક બીજા ગામમાં આવ્યા.

ગામની વચ્ચે એક ચોક હતો. ચોકમાં લોકો એકઠા મળ્યા હતા. બધાં કુંડાળુ વળીને ઉભા હતા. હસાહસ ને ગમ્મત ચાલતી હતી.

ભલાભાઈને થયું, વળી આ ગામમાં યે કંઇક એવું લાગે તો છે. ચાલ ને જોઉં, શું છે ?

જઇને જુએ ત્યાં તો ગધેડાને એક જણ નચાવે છે. બિચારો ગધેડો ન કોઇ દિ નાચેલા ને ન કોઇ દિ ગાએલું, એને લોકો મારે છે ને ગવડાવે છે ને કુદાવે છે ને નચાવે છે.

ભલાને થયુંઃ આ તે કાંઇ લોકો છે ? શા સારૂ બિચારા જીવને પીડતા હશે ?



જઇને કહેઃ “ અરે ભાઇઓ, જવા દો ને એ ગધેડાને ? કોક તમને એમ કરે તો કેવું લાગે ? ”

લોકો કહે, "બહુ દયા આવતી હોય તો છોડાવી લે. રૂપીઆ એક સો ને એક પડશે. ગધેડો કાંઇ મફત નથી છોડાવાતો."

ભલાભાઇએ રૂપીયાની કોથળી કાઢી ને રૂપીયા એકસો ને એક ગણી આલ્યા ને ગધેડાને છોડાવ્યો.

ગધેડો બિચારો રાજી રાજી થઈ ગયો ને ભૂંકારા કરતો કરતો ભલાભાઇની પાસે આવી કાન ફફડાવા લાગ્યો. ખુશી થઇને ઉંચી ડોકી કરી ખૂબ ભૂંકી ચાલ્યો ગયો.

ભલાભાઈ તો આગળ ચાલ્યા. ચાલતાં ચાલતાં એક બીજું ગામ આવ્યું.

ત્યાં પણ લોકો એકઠા મળ્યા હતા અને એક બિચારા રીંછને નચાવતા હતા.

રીંછને કેમે કરીને નાચતાં આવડે નહિ. નચાવનારો વારે વારે મારતો હતો. બિચારૂં રીંછ મારને લીધે બે પગે ઉંચું થાય ને ઠેકે. લોકો બધા હસે ને કહેશે નાચ થયો !

ત્યાં ભલાભાઇ નીકળ્યા. ભલાભાઈને થયું, ચાલ ને આ નાચ છોડાવું. એણે તો એકસો ને એક રૂપીયા આપી રીંછને છોડાવ્યું. રીંછ તો રાજીરાજી થતું પુંછડી પટપટાવતું જંગલ તરફ ભાગી ગયું.

હવે ભલાભાઇ આગળ ચાલ્યા. પણ બિચારા પાસે કાંઇ પૈસા ન રહ્યા. બધા પૈસા તો આપી દીધા હતા. હવે શું કરવું ?

મનમાં વિચાર કર્યો કે ખાવું તો જોઈશે. મનને એમ પણ થયું કે ચાલને કોઇના પૈસા ઉછીના લઉં ને બે પાંચ દિવસ ચલાવું. ત્યાં તો કામ જડશે તે પૈસા પાછા દઇ દેવાશે.

ભલાભાઇ તો ગયા વેપારીને ત્યાં. ઉછીના પૈસા માગ્યા ને વેપારી ચીડાયો. નહિ ઓળખાણ નહિ પાળખાણ, ને આ કેવી રીત!

વેપારીને વહેમ આવ્યો. જરૂર કોઇ લુચ્ચો માણસ.

રાજાને ફરિયાદ કરી. રાજા કહે લુચ્ચો જ હોવો જોઇએ. રાજા પણ એવો મૂરખ ને વહેમી હતો.

રાજા કહે: "કરો ને એને હદપાર."

ભલાભાઇએ ખરી વાત કીધી. ઉંદર, ગધેડું અને રીંછ બચાવ્યાનું કીધું. ત્યારે તો સૌ હસ્યા ને કહ્યું "અરે ભાઇ, બનાવે છે કોને? એવો કયો ગાંડો હોય કે પોતાના પૈસા આપી દે?"

ભલાભાઇને તો એક પેટીમાં બેસાડયા. મહીં પાણીનો કુંજો, અને એક રોટલો મૂકેલો. પેટીનું ઢાંકણું કાણાંવાળું કરેલું.

સિપાઇએ જઇને પેટીને તરતી મૂકી.

ભલાભાઇ તો પેટીમાં પુરાયા. એક દિવસનું પણ પૂરૂં ખાવાનું ન મળે. ભલાભાઇ તો ભગવાનનું નામ લીધા કરે ને પેટી પાણીપર તરી જાય.

કંઈક અવાજ આવ્યો. કરડ કરડ કરવતી જેમ થતું હતું. થોડીવાર થઈ ને તાળું તુટી પડયું. સાંકળ હેઠી પડી.

ભલાભાઈ જુએ તો પેટી દરિયાને કાંઠે આવેલી.

ઉંદરભાઇએ તાળું તોડી નાખેલું. ગધેડાભાઇએ મોઢું નાખી બારણું ઉંચું કરેલું ને રીંછભાઇએ પાણીમાં પડી નહોર ભરાવી પેટીને કાંઠે આણેલી.

આ ઉંદર, આ ગધેડું, ને આ રીંછ તો પેલાં છોડાવેલાં જ હતાં.

ત્રણે ભાઇબંધો વિચાર કરવા લાગ્યા કે હવે ભલાભાઇને ક્યાં રાખશું ને શું ખવડાવશું ?

ત્યાં તો ભગવાનને કરવું છે તે એક પત્થર તરતો તરતો આવ્યો. પત્થર રૂપાળો હતો. તેજવાળો હતો.

ભલાભાઇને મન થયું ને પથરો ઉપાડયો. ભલાભાઈ પત્થર જોતા હતા ને વિચાર કરતા હતા કે આને તે મારે શું કરવું ? આના કરતાં તો કંઇ ખાવાનું મળે તો ઠીક. ભૂખ ખૂબ લાગી છે.

ત્યાં તો ભાતભાતનાં બત્રીસાં ભોજન તેત્રીસ શાકો સાથે આવીને ખડાં થયાં.

ભલાભાઇને થયું, આ પથરામાં તો કાંઇ ગુણ નહિ હોય ? આ પત્થર ચિંતામણી તો નહિ હોય ?

એણે તો વિચાર કર્યોઃ સુંદર ઠંડા મીઠાં શરબતો હોય તો કેવું સારૂં !

ત્યાં તો અનેક જાતનાં શરબતોના પ્યાલાઓ ભરાઇને આવ્યા.

હવે સૌને ખાતરી થઇ કે આ પત્થર નહિ પણ સાચે જ ચિંતામણી છે.

એણે તો આંખ મીંચી ને ઉઘાડી અને એટલામાં દરિયાકાંઠે મહેલ, નોકરો, ચાકરો, બાગ બગીચા, બધું બની ગયું. ભલાભાઇ તો મહેલના રાજા થઇને મહાલવા લાગ્યા.

પેલા ઉંદર, રીંછ ને ગધેડું તો ત્યાં જ રહ્યાં. ભલાભાઈના દોસ્તો ખરા ને?

ભલાભાઈ અને એના ભાઇબંધો ખાય પીએ ને મઝા કરે છે ત્યાં એક વેપારી નીકળ્યો. વેપારી કહે, આ કાંઠે રેતી ઉડતી હતી ને આ મહેલ ક્યાંથી? જરૂર આમાં કંઇક હોવું જોઇએ. એ તો વહાણ નાંગરીને કાંઠે આવ્યો. ખાસ્સો મજાનો બાગ. બાગમાં ઠાર ઠાર હોજો ને ફુવારાઓ. જ્યાં જુઓ ત્યાં સુગંધી ફૂલોના ક્યારાઓ. ઠેક ઠેકાણે મીઠા બોલવાળાં મેના પોપટ ને કોયલ બુલબુલની જાતનાં પંખીઓ. વચ્ચે સુંદર મઝાનો મહેલ. નકશી આરસનો બાંધેલો. મહીં ઉમદા પ્રકારનું ચિત્રકામ. દરવાજે દરવાજે ચોકીદારો ને છડીદારો.

વેપારીને થયું કે આ તો કોઇ રાજમહેલ છે.

એ તો અંદર ગયો ને વરધી મોકલાવી. ભલાભાઇ પણ હવે તો રાજાના ઠાઠથી રહેતા હતા. આગળ પાછળ નોકરો ચાલે ને વચ્ચે ભલાભાઇ ચાલે. ભલાભાઇના મ્હોંપર રાજાના તેજ જેવું તેજ લાગતું હતું.

ભલાભાઇએ કહેવડાવ્યું: ભલે એ વહાણવટી વેપારી આવે.

ભલાભાઇ વેપારીને હેત પ્રીતથી મળ્યા. એક બીજાને ઘણી ઘણી વાતો થઇ.

પેલા વેપારીના મનમાં તો એનો એ જ વિચાર આવ્યા કરે કે આ બધું બન્યું શી રીતે. તેને વારે વારે પૂછવાનું મન થાય પણ એકદમ એમ શે પૂછાય? છેવટે તેણે પૂછ્યું: "ભલા રાજા,

આ બધું બન્યું શી રીતે? પહેલાં તો અહીં રેતી ઉડતી હતી. પહેલાં તો અહીં રાતે રહેવાય એવું ન હતું. આ બધું વેરાન હતું."

ભલાભાઇ તો ભલા જ હતા ને? એણે તો પેલા મણિની ને એના મિત્રોની બધી વાત પહેલેથી માંડીને કહી દીધી.

વેપારીએ વિચાર કર્યો, આ મણિ હાથ કરૂં એટલે બધું હાથ લાગશે. આ તો બધું મણિના પ્રતાપે છે.

વેપારી કહે, મને મણિ બતાવો નહિ ત્યાં સુધી તમારી વાત ન માનું.

ત્યાં તો ભલાભાઇએ કબાટમાંથી મણિ કાઢયો ને બતાવ્યો. ભલાભાઇ તો ભલા અને ભોળા હતા. એના મનમાં કાંઇ એવું ન હતું કે આમાં કાંઇ કપટ હશે.

મણિ હાથમાં લઇ વેપારીએ કહ્યું, "ભાઇ આ તો મણિ છે. એનાથી જે ચિંતવીએ તે થઇ જાય એવું બતાવો ત્યારે માનું કે આ ચિંતામણી છે."

ભલાભાઇ કહે, "કહો ત્યારે શું ચિતું?"

વેપારી કહે, "ચિંતવો ને એક લાખ સોનામહોરો!"

ભલાભાઇએ તો મણિને હાથમાં લીધો ને બોલવાનું હતું તે બોલ્યો.

ત્યાં તો સોનામહોરોનો ઢગલો!

વેપારીને ખાતરી થઈ કે વાત બધી ખરી. તેને કેમ બોલવાનું તે પણ આવડયું. તેણે જોવા માટે મણિ હાથમાં લીધો અને બોલ્યોઃ

"આ બધું અળફ સળફ. ભલાભાઈ હતા ત્યાં ને ત્યાં."

આટલું જ્યાં બોલે છે ત્યાં તો મહેલ બહેલ ઉડી ગયો ને તેની જગાએ વેરાન થઇ ગયું.

ભલાભાઈ તો દરિયા કિનારે પેલી પેટી હતી તેમાં પૂરાઇ ગયા. અંદર પાણી પીવાનો પ્યાલો અને અરધી રોટલી. પેટીને સજ્જડ તાળું મારેલું.

ભલો તો આશ્ચર્યમાં પડી ગયો. મુંઝાઇ પણ ગયો. હવે શું કરવું? કેમ નીકળવું?

ભલો મનમાં વિચાર કરવા લાગ્યો કે જરૂર, આ તો પેલા વેપારીના હાથમાં મણિ આપ્યો એમાં આ બધું થયું. પણ હવે શું કરવું?

હવે તો વેપારીએ ચિંતામણી લઇને મોટો જબરો મહેલ બાંધી દીધો. મોટી રાજ રિયાસત ખડી કીધી. ભલાએ જેવો ઠાઠ જમાવ્યો હતો તેનાથી બમણો ઠાઠ જમાવ્યો.

અંતે પેલા મિત્રો ઉંદર રીંછ અને ગધેડો વિચાર કરવા લાગ્યા. તેઓ તો જાણવિનાના, મિત્ર વિનાના દુઃખીયા થઈ પડયા.

ત્રણેએ ભેગા મળી વિચાર કીધો. કંઇક જુક્તિ કરીને ચિંતામણી પાછો મેળવીએ. પણ એ શી રીતે લેવાય?

વેપારીએ ચિંતામણીને એક દોરીએ લટકાવીને એક નાની ઓરડીમાં રાખ્યો હતો. ઘરમાં એક બિલાડી રાખે. બિલાડી રાતદિવસ મણિની ચોકી કરે.

ગધેડું અંદર શી રીતે જાય? ઓરડીનું બારણું સાવ નાનું ને સાંકડું રાખેલું.

રીંછ પણ શી રીતે અંદર જાય? એક ઉંદરથી જઈ શકાય. પણ ઉંદરભાઈ જાય શી રીતે? ત્યાં તો બિલ્લીબાઈ બેઠેલાં.

આ ત્રણેએ યુક્તિ કરી. રીંછભાઇને બિલાડી બોલાવતાં આવડતું હતું. એટલે એ ભાઇ તો ઘુર ઘુર કરીને બિલાડી બોલાવવા લાગ્યા. ત્યાં તો ઉંદરભાઇ અંદર પેસી ગયા ને ઝટ ઝટ ઉપર ચઢીને દોરી કાપી કાઢી. ચિંતામણી પણ હેઠો પડયો. ત્યાં તો વેપારી જાગી જાત પરંતુ ઉંદરે હુશીયારીથી તેને ચાંચમાં લઇ લીધી ને ઓરડે ચડયો. પેલો રીંછ તો ઘુર ઘુર કરીને બિલાડી બોલાવતો હતો, ને બિલાડી ઘરની બહાર બીજી બિલાડીને શોધતી હતી.

ઉંદરભાઇએ મણિને ઓરડેથી નીચે નાખ્યો ને ગધેડાએ મ્હોંમાં લઇ લીધો.

ગધેડું મણિ લઇ બહાર નીકળી ગયું. પછી તો ઉંદર બહાર ગયો ને છેવટે રીંછ પણ બહાર આવ્યું.

પછી ત્રણે જણા દરિયાકાંઠે આવ્યા ને પેલી પેટીને ત્રણે જણે મળી તોડી નાખી. મણી ભલાભાઇના હાથમાં આપ્યો.

ભલાભાઇ તો જોઈને ખુશી થઈ ગયા. ત્યાં તો વેપારીનો મહેલ બહેલ પણ ઉડી ગયું ને ભાઇશાબ હતા તેવા થઇ રહ્યા.

પાછો ભલાભાઇએ મહેલ કર્યો ને તે ત્રણે મિત્રો સાથે સુખેથી રહ્યા, ખાધું પીધું ને રાજ્ય કર્યું.

**સારી સારી વાતો ભાગ ૧ લો સમાપ્ત**